**Panthad na Kukanao**
by Vanita Valavi


પ્રથમ આવૃતિ : ૨૦૧૪-૧૫

મુદ્રણાંકન : ભાવસિંગ રાઠવા

મુદ્રણસજ્જા : સંજય રાઠવા

Working Report : 21 - Bhasha Research and Publication Centre : e-book format

Documentation & Research supported by Ministry of Tribal Affairs, Government of India,
Under the scheme of 'Centre of Excellence'




કુંકણા સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

આદિવાસી અકાદમીની સ્થાપના કરનાર ડો. ગણેશદેવી સાહેબે માનવશાસ્ત્રી સંશોધન વિશે ચર્ચા કરી અને પછી જિતેન્દ્રભાઈ વસાવાએ દેહવાલી સમાજની વિસ્તારથી ચર્ચા કરી ત્યારે મનમાં એવું થયું કે મારા સમાજ વિશે મને લખવાનું મળશે, તો હું ઝીણવટ પૂર્વક લખીશ. મારા સમાજ વિશે મને ઊંડાણ પૂર્વક માહિતી છે જ પણ જ્યારે પોતાના સમાજ કરતાં અન્ય સમાજ વિશે લખવાનું થયું, એટલે મારા મનમાં એવો વિચાર થયા કરતો હતો કે હું અન્ય સમાજ વિશે કેવી રીતે લખીશ ? હું કોંકણી સમાજને નજીકથી જાણું છું, એટલે પછી કુંકણા સમાજ વિશે માનવશાસ્ત્રી અભ્યાસ કરવાનું વિચાર્યુ. ડાંગ જિલ્લાના શિંગાણા, સુબીર, મહાલ, બરડીપાડા અને સાજુપાડા ગામોમાં સંશોધનની માહિતી લીધી. ત્યારે મને જાણવા મળ્યું કે મારા ગામથી નજીકના મહારાષ્ટ્ર રાજયના નંદુરબાર જિલ્લાના કોંકણી અને ડાંગ જિલ્લાના કુંકણાઓમાં ભાષા, પહેરવેશ અને સંસ્કૃતિ થોડી અલગ છે. તેથી કહેવાય છે કે બાર ગાઉં એ બોલી બદલાય. ભાષા બોલી તો બદલાય પણ પહેરવેશમાં પણ બદલાવ જોવા મળે છે. એટલે વિસ્તાર પ્રમાણે સંસ્કૃતિમાં જુદાપણું છે. નંદુરબાર જિલ્લાના કોંકણી સમાજની બહેનોને ઓળખવી હોય તો લાલ કલર અને વચ્ચે કાળા ટપકાં વાળી ઓઢણીઓ(લુગડાં) ઓઢે તેથી ઓળખાય જાય છે.

પ્રત્યેક સંશોધકને મુશ્કેલીઓનો સામનો તો કરવો પડે છે, મુશ્કેલીઓનો સામનો સંશોધનના સમયે કયાંક

મારે પણ કરવો પડ્યો છે. હું એવા ગામમાં ગઈ હતી કે ત્યાં લોકો વરસાદ વરસે તેના આધારે જ પાણીનો ઉપયોગ કરે છે. જેથી છ દિવસ રોકવાનું થયું તેમાં બે દિવસ નાહવાનું મળ્યું અને બાકીના દિવસે હાથ, પગ, મોઢું ધોઈને રહેવું પડયું. ઊડાંણ વિસ્તારમાં ગામ હોવાથી ત્યાંના માણસોનો વરસાદના ચાર મહિના સિવાય નાહવાનું તો શું પણ માંડ એમને પીવાનું પાણી મળે. પશુઓને પણ પીવાનું પાણી મળતું નથી. ગીરા ધોધનું ભરપુર પાણી મળી રહે તેમ છે પણ પહાડી પ્રદેશ હોવાથી ઘણી ઊંચાઈ પર ગામને ઉપયોગ કરવા મળતું નથી, કારણ કે અમારા ગામો ઉપરના ટેકરા ઉપર આવેલા છે.

કોઈ પણ સમાજને સમજવા માટે તે સમાજની સંસ્કૃતિને સમજવી ખૂબ જ જરૂરી છે. તેમાંય આદિવાસી સમાજોમાં રહેલી વિવિધતા જાણવા માટે આપણે જે તે સમાજનો માનવશાસ્ત્રી અભ્યાસ કરવો અનિવાર્ય થઇ પડે છે. દરેક આદિવાસી સમાજ પાસે પોતાની આગવી સંસ્કૃતિ, સાહિત્ય અને કલા હોય છે. તે મુજબ કુંકણા આદિવાસી સમાજ પણ પોતાની આગવી સંસ્કૃતિ, સાહિત્ય અને કલા દ્વારા અન્ય આદિવાસી સમાજથી જુદો તરી આવે છે. કુંકણા આદિવાસીઓ ગુજરાતના ડાંગ જિલ્લામાં વસવાટ કરે છે. આ આદિવાસીઓમાં આપણને ઘણી બધી રસપ્રદ બાબતો જાણવા અને સમજવા મળે છે.

કુંકણા આદિવાસી સમાજ ડુંગરાળ અને જંગલ વિસ્તારમાં રહેતો હોવાથી તેઓની જીવનશૈલીમાં ભૌગોલિક વિવિધતા હોય છે. લોકોના ઘરોની બાંધણી, ખેતી કરવાની રીત વગેરેમાં વિશિષ્ટતાં દેખાય છે.

આ સમાજ પાસે રહેલું મૌખિક સાહિત્ય પણ તેમની ઓળખ ઊભી કરવામાં મહત્વનો ભાગ ભજવે છે. આ આદિવાસીઓ પોતાની આગવી ભાષા અને બોલીમાં લગ્ન, મરણ, મેળા, તહેવારો, ઉત્સવો વગેરે પ્રસંગે

તેમજ ખેતી કરતી વખતે વિવિધ વાર્તાઓ, કહેવતો અને ઉખાણા પણ સાંભળવા મળે છે. જે તેમની ભાષાની વિશિષ્ટતા દર્શાવે છે.

સંગીત અને વાદ્યનું પણ વિશેષ મહત્વ છે. કુંકણા લોકો લગ્ન, હોળી, મેળા, ઉત્સવો અને તહેવારોમાં વિવિધ વાદ્યો વગાડીને નૃત્ય કરે છે. ઘણા પ્રસંગોએ નાટકો પણ ભજવવામાં આવે છે. જેનું ધાર્મિક મહત્વ રહેલું છે. તેમની ભાષા, સંસ્કૃતિ, નૃત્ય અને સંગીત કલા વિશિષ્ટ છે.

સમય સાથે સમાજનો પણ બદલાવ થઈ રહ્યો છે. આપણા આદિવાસી સમાજનું મૌખિક સાહિત્ય ખોવાઈ ન જાય એટલા માટે ડો. ગણેશ દેવીસાહેબે ૧૯૯૬માં વડોદરા જિલ્લાના છોટાઉદેપુર તાલુકાના તેજગઢ ગામે આદિવાસી અકાદમીની સ્થાપના કરી. આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે આદિવાસી સમાજની ભાષા, કલા, સંસ્કૃતિ અને મૌખિક સાહિત્ય સચવાય રહે તે માટે ઘણા કાર્યો સિધ્ધ કરેલા છે. કોઈ પણ સમાજને સમજવા માટે તે સમાજની સંસ્કૃતિને સમજવી જરૂરી છે.

આમ કુંકણા આદિવાસી સમાજ પોતાની આગવી ભાષા, સંસ્કૃતિ, નૃત્ય અને સંગીત દ્વારા અન્ય આદિવાસી સમાજથી જુદો તરી આવે છે. અને પોતાની આગવી ઓળખ ઊભી કરે છે. કુંકણા સમાજને જાણવા અને સમજવાનો મને ઉત્તમ તક આ લખાણ કરવા દરમ્યાન મળી.


વનિતા વળવી
આદિવાસી અકાદમી,
તેજગઢ.

**આભાર દર્શન**

કુંકણા સમાજ વર્ષો પુરાણી રંગીન ભાતીગળ સંસ્કૃતિ ધરાવે છે. ભોળી-ભલી આ પ્રજા પૂર્વાદિથી ડાંગ જિલ્લામાં વસતી આવી છે. આદિવાસી સાહિત્યમાં મને રસ છે. પહેલીવાર કુંકણા સમાજ વિશે લખવાનો લ્હાવો મળ્યો તેથી પ્રસન્નતા અનુભવુ છું

મારા સંશોધનના માર્ગદર્શક ડો. ગણેશદેવી સાહેબ તેમજ મારા લખાણને વારંવાર સુધારી આપવા અને કામનો વેગ વધારવા માટે વિદ્વાન એવા પ્રો. શ્રી કાનજીભાઈ પટેલ સાહેબનો ઘણો જ સાથ સહકાર રહયો છે. તે બદલ તેમનો અંતઃ કરણપૂર્વક આભાર માનું છું.

આદિવાસી અકાદમીના ડીરેક્ટર શ્રી અતુલભાઈ ગર્ગ સાહેબ અને વસંત નિવાસી શાળાના કોર્ડિનેટર શ્રી વસંતભાઈ રાઠવા સાહેબે આ સંશોધન કામ કરવા માટે પોત્સાહન આપ્યું તેમનો હું આભાર માનું છું

આ સંશોધન કાર્યનાં લખાણ વખતે કુંકણા સમાજના વડીલોએ મને મદદ કરી છે. તેમનો હું આભાર માનું છું.

આ ઘડીએ વાડુ અમૃતાબેન અને વરીઆ મનિષાબેનનો પણ આભાર માનું છું.

આ ઉપરાંત આદિવાસી અકાદમીના મિત્રોએ ચર્ચા કરીને માર્ગદર્શન આપ્યું છે. તે સર્વનો હું આભાર માનું છું. તેમજ આદિવાસી અકાદમીના પુસ્તકાલયના કર્મચારીગણની હું અત્યંત આભારી છું.

# અનુક્રમ

**સમાજનું નામ**

કુંકણા સમાજ , કોંકણી સમાજ એ કોંકણપટ્ટીમાંથી આવીને અલગ અલગ પ્રદેશમાં વસેલા હોવાથી કોંકણી નામથી ઓળખાય છે. નવસારીની દક્ષિણ દિશા બાજુનો વિસ્તાર કોંકણપટ્ટીનો એક ભાગ હતો અને ઘણા વર્ષો સુધી કોંકણ રાજાની સતા હતી. તેથી રાજાનાં નામ પરથી પ્રદેશનું નામ કોંકણપટ્ટી પડયું. કોંકણપટ્ટીમાં રહેતો સામાજ કોંકણી તરીકે ઓળખાયો. આ ઉપરાંત બીજી એક માન્યતા છે કે આ સમાજનું નામકરણ અનાજના દાણાં પરથી પડયું છે. અનાજને આપણે કણ કહીએ. આ કણ પરથી કણબી અને કુનબી શબ્દ ઊતરી આવ્યો છે. આ અંગે વિદ્વાનોમાં વિવિધ મતો છે. કુનબી જાતિનાં લોકો એ જ કુંકણા જાતિના લોકો તરીકે ઓળખાય છે.

ડાંગની પૂર્વપટ્ટીમાં મોરઝીરા, ચીંચલી, ગારખડી ગામો આવેલાં છે. ગુજરાત, મહારાષ્ટ્રની હદ અહીંથી શરૂ થાય છે. અહીં ઊંચી-ઊંચી પર્વતમાળાઓ આવેલી છે. સળોટા, સાલેર, ટકાર્યા, અળવટે, કોઠ્યાગઢ, આટાળાં, મોર્યા, માકડિયા, ઘોગડિયા, જામનકડ, હાંડી, સેંદવડ, માંગ્યા તુગ્યા, નાહણ્યા, લાંબોડિયા, પાંચપાંડવ, ગવળણની, સાત બહેનો, ધામણે, દૂધગઢ, ફૂલગઢ, પાનકાકળ જેવા ડુંગરોની હારમાળા આવેલી છે. આ પર્વતોના ઘાટમાં રહેતા લોકોને અન્ય સમાજ ઘાટી તરીકે ઓળખે છે. ગીરાધોધની નીચેનાં પ્રદેશમાં વસતા લોકો પાનથળનાં લોકો તરીકે ઓળખાય છે. પાનથળ એટલે ભરપૂર પાણી મળી રહે એવો વિસ્તાર. મહારાષ્ટ્ર રાજયનાં નંદુરબાર જિલ્લામાં કુંકણા સમાજ રહે છે. તેઓ કોંકણી તરીકે ઓળખાય છે.

કુંકણા સમાજનાં અલગ અલગ કૂળો છે. જેમ કે આહિર, ભીમસેન, ભુરસટ, બાગુલ, ભુસારા, ભોયા, ભોયે, ગરાસિયા, વાઢુ, ગાવડા, રાઉત, દળવી, ભગરે, ચૌધરી, માહલે, દેશમુખ, ગાયકવાડ, ગાવિત, સોનવણે, ગાંગુરડે.

## ભૌગોલિક વિસ્તાર

ડાંગ જિલ્લો ગુજરાતનો સૌથી છેવાડાનો આદિવાસી જિલ્લો છે. આ પ્રદેશમાં મોટે ભાગે કુંકણા સમાજનાં લોકો વસે છે. તેની ઉત્તરથી દક્ષિણ સુધીની લંબાઈ લગભગ ૭૫ કિલોમીટર છે અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ આશરે ૭૦ કિલોમીટર છે. આ જિલ્લો સહ્યાદ્રીનાં પશ્ચિમ તરફનાં ઢાળ પર મહારાષ્ટ્ર રાજ્યની ઉત્તર સીમા પર આવેલો છે અને સમગ્ર જિલ્લો પર્વતોની હારમાળામાં પથરાયેલો છે. આ જિલ્લાની ઉતરે તાપી જિલ્લાના વ્યારા અને સોનગઢ તાલુકાઓ અને મહારાષ્ટ્ર રાજયનો નવાપુર તાલુકો આવેલો છે. પૂર્વ મહારાષ્ટ્ર રાજયનાં ધુલિયા જિલ્લાનો સાકરી અને નાસિક જિલ્લાના બાગલાણ અને કળવણ તાલુકાઓ તથા દક્ષિણે મહારાષ્ટ્ર રાજયનાં નાશિક જિલ્લાનો સુરગાણા તાલુકો અને પશ્ચિમ દિશમાં ગુજરાત રાજયનો વલસાડ જિલ્લાનો વાંસદા તાલુકો આવેલો છે. આખો જિલ્લો જંગલની ટેકરીઓથી ઢંકાયેલો છે. આ જિલ્લાનું કુલ ક્ષેત્રફળ ૧,૭૭૮ ચોરસ કિલોમીટર વિસ્તારમાંથી ૧૦૫૫.૫૯ ચો. કિ.મી. જંગલ વિસ્તાર છે.

ડાંગ જિલ્લાની જમીનને જોતાં ઉત્તરનાં ભાગે લાલ અને કાળી જમીન જોવા મળે છે. પશ્ચિમ દિશાએ સુરત જિલ્લા તરફની જમીન કાળી દેખાય છે. આખા જિલ્લામાં ડુંગરાળ જમીન છે. ભાગ્ય જ કોઈક જગ્યાએ ફળદ્રુપ

જમીન જોવા મળે છે. ચોમાસામાં આશરે ૧૦૦૦ મિ.મિ જેટલો વરસાદ પડે છે. ડાંગમાં ડુંગરાળ જમીન, કઠણ જમીન અને ઢોળાવવાળો વિસ્તાર હોવાથી ઉનાળામાં પીવાના પાણીની ઘણી તકલીફ પડે છે. ડાંગનું જીવન જંગલ પેદાશ પર આધારીત છે. અહીંના જંગલોમાં સાગ અને વાંસ વધારે છે. આ ઉપરાંત અહિયાં મહુડા, સાદડા, પીપર, ખેર, ગરમાળો, સીસમ, ધામણ, બહેડા, કાજુ, ચારોલી, સીતાફળ વગેરે જોવા મળે છે. ઔષધિ વૃક્ષોમાં આપણને લીમડો, અર્જુન, ખાખરો, જાંબુ, આલેડી, બાવળ વગેરે જોવા મળે છે. આખો વિસ્તાર સમુદ્ર સપાટીથી ૩૦૦થી ૭૦૦ મીટરની ઊંચાઈએ આવેલ છે.

આ ક્ષેત્રની જીવાદોરી નદીઓને માનવામાં આવે છે. પૂર્ણા, ખાપરી, અંબિકા, ગીરા, ઘોઘડ અને સર્પગંગા ડાંગ જિલ્લાની મુખ્ય નદીઓ છે. પૂર્ણા નદી એ સાલેરનાં પર્વતમાળામાંથી નીકળે છે. તેની લંબાઈ ૮૦ કીલોમીટર છે. આ નદી વ્યારા અને નવસારી થઈને અરબીસમુદ્રને મળે છે. જ્યારે ઘોઘડ નદી દાવડની ટેકરીમાંથી નીકળી પીપલદહાડ ગામ પાસેથી પસાર થઈને લવચાલી વિસ્તારમાં પૂર્ણા નદીને મળે છે.

અંબિકા નદી સાપુતારાનાં ડુંગરમાંથી નીકળી રંભાસ અને વઘઈ પાસેથી થઈને ૬૪ કિ.મી.નાં અંતરે બીલીમોરા પાસે અરબીસમુદ્રને મળે છે. ગીરા નદી મહારાષ્ટ્રનાં મલંગદેવ ઓટા પાસેથી નીકળી વ્યારા તાલુકામાં મીંઢોળાને મળે છે. સર્પગંગા નદી પશ્ચિમ ઘાટમાંથી નિકળી સાપુતારા પાસે થઈને સર્પાકારે નાશિક જિલ્લામાં વહે છે. આ નદીઓનો પ્રવાહ ખૂબ ઝડપી છે અને બારેમાસ પાણી વહે છે.

## સૃષ્ટિસર્જનની કલ્પના

કુંકણા સમાજમાં લોકો એવું માને છે કે સૂર્ય, ચંદ્ર, તારા, આકાશ, પૃથ્વી કુદરતી રીતે બનેલાં છે. જગબુળ થયો એ પહેલાં માણસો, પશુપક્ષીઓ, જીવજંતુઓ સૃષ્ટિ પર હતાં. સૃષ્ટિ પર અચાનક જાબુળ (જળપ્રલય) થયો અને સૃષ્ટિ પર પાણીને પાણી હોવાથી સર્વ જીવોનો નાશ થયો. તેમાં સૂર્ય, ચંદ્ર, તારા, આકાશ જેવા ને તેવા જ રહ્યાં હતાં. તેથી કુંકણા સમાજ એવું માને છે કે તેમનું કુદરતી રીતે સર્જન થયું છે. આ કુદરતી તત્ત્વો કોઈ દેવે બનાવ્યા નથી. તેમાં સત્ય હોવાથી દેવ માનીને તેની પૂજા કરે છે. તેનાં થકી જ સમગ્ર જીવ સૃષ્ટિને પોષણ મળે છે.

આ સૃષ્ટિ કુદરતી રીતે ઉત્પન્ન થઈ હતી. તેમાં સમય જતાં જીવો ઉત્પન્ન થયાં. ધીરે-ધીરે જીવોનો આકાર બદલાયો જીવોમાંથી જુદાં જુદાં મોટાં જીવ બન્યાં દેવ અને માનવ ઉત્પન્ન થયાં. દેવો સ્વર્ગલોકમાં રહયા, મનુષ્યો ધરતી પર રહયાં. ધરતી પર પાપકર્મ વધવાથી ધરતી હાલી રહી હતી. ભગવાનદેવે વિચાર્યું કે હવે આ સૃષ્ટિને ખલાસ કરીને નવી સૃષ્ટિ ઉત્પન્ન કરીશું. ભગવાનદેવે દેવલોકમાં સભા ભરી, બધાં દેવોને વાત કરી. દેવો સહમત થયાં, પરંતુ નારદદેવે એક પ્રશ્ન કર્યો કે; 'આ સૃષ્ટિને ખલાસ કરીશું તો મનુષ્યનો વંશવેલો કેવી રીતે ટકશે?' ભગવાનદેવ વિચારમાં પડયાં, ખૂબ વિચાર્યા પછી નારદદેવને કહ્યું કે; 'ધરતીલોકમાં જઈને સારા ગુણવાળા માણસોની શોધ કરો.' નારદદેવ ધરતીલોકોમાં ગામે-ગામ ફર્યા પણ સારા માણસો મળતા નથી. એકવાર ફરતાં ફરતાં એક ગામમાં જાય છે. એ ગામમાં અનાથ બાળકોનાં ભલમનસાઈના વખાણ સાંભળે છે. નારદદેવ ભગવાનને આવીને વાત કરે છે. સમગ્ર સૃષ્ટિનો ખાલસા કરીને અનાથ બાળકોને બચાવવાની

વાત કરે છે. નારદદેવ તુંબડાનું બીજ આપીને કહે છે કે તે વાવી દેજો. તેમાંથી મહાકાય તુંબડું થશે. આ સૃષ્ટિનો વિનાશ થવાનો છે. પ્રલય થશે ત્યારે બંને ભાઈ બહેન ઘરવખરીનાં સાધનો લઈ અંદર જજો. તુંબડાનો દરવાજો મીણથી (મધના મીણથી) બંધ કરી દેજો.

શ્રાવણ પૂનમે ખૂબ વરસાદ વરસે છે. ભગવાનદેવ સપનામાં આવી બાળકોને તુંબડામાં ભરાઈ જવાનું કહે છે. પ્રલયની વાત ભાઈ બહેનને સાચી લાગે છે. તેઓ તુંબડામાં ભરાઈ જાય છે. પૃથ્વી પર પાણી પાણી થઈ જાય છે અને બધું ડૂબીને સર્વનાશ થઈ જાય છે. આ બધું દેવો સ્વર્ગમાંથી જુએ છે. પછી દેવોભાઈ બહેનને પૂછે કે તમે કોણ છો ? તેઓ કહે છે કે અમે ભાઈ બહેન છીએ. ભગવાન માનવનો વંશવેલો જાળવી રાખવા માટે જોડું બનાવાનું વિચાર કરે છે. ભાઈ બહેનને ભગવાનદેવ ભુલભૂલામણમાં ફેરવે છે. ત્યારે તેઓ બધું ભૂલી જાય છે. ત્યારે ભગવાન પૂછે છે કે તમે એક બીજાને ઓળખો છો ? ત્યારે બન્ને ભાઈ બહેન ના પાડે છે. તેઓ એક બીજાને ઓળખતા નથી. બન્ને ભાઈબહેનનું ભગવાને જોડું બનાવીને લગ્ન કરી આપ્યા. એમના બાળકો થયા એટલે એવું માનવામાં આવે છે કે આ ધરતી પર છે તે બધાં માનવ અનાથ ભાઈ બહેનોના સંતાનો છે. ભગવાને ત્યાર પછી માણસોને જે ચીજ વસ્તુઓની જરૂરીયાત પડી તેનું સર્જન કર્યુ. આમ, ભગવાનદેવે સૃષ્ટિને હરી ભરી બનાવી.

## સમાજનો પોતાનો ખ્યાલ પ્રમાણેનો ઈતિહાસ

મહારાષ્ટ્રના કોંકણ વિસ્તારમાંથી સ્થળાંતર કરીને આવેલી જાતિ કોંકણા, કોંકણી, કુંકણા નામે

ઓળખાય. ધરમપૂર, વાંસદા, ડાંગ અને મહારાષ્ટ્રમાં તેમની વસતિ વધું જોવા મળે છે.

ડાંગમાં વસતા કુંકણાઓ માટે કુનબી શબ્દ પ્રયોજાય છે. કુણબી શબ્દમાંથી જ કુંકણા (શબ્દ) સમાજનું નામ પડેલ છે. એવું આ સમાજ પાસેથી જાણવા મળ્યું છે. કુંકણા સમાજ પાસેથી મળેલી વાર્તા કથા મુજબ કુંકણા સમાજના લોકો આ ધરતી પર કયાંથી આવ્યા. તેની વાર્તાકથા મળી છે. જે નીચે મુજબ છે.

આ સૃષ્ટિ પર વસ્તી વધી એટલે ભગવાન તેનાં ચાકરો જોડે પાનગઢથી પાનદેવને બોલાવ્યા. પાનદેવને આ વસ્તી ઘટાડવા માટે કહ્યું. પાનદેવને કોને રહેવા દેવું અને કોને મારવું તેની સમજ ન પડતા તેને આ કામ મારાથી ન થાય તેવો જવાબ આપ્યો. એટલે ભગવાને તેને લાત મારીને કાઢી મૂકયો. પાનદેવ પાનગઢ ચાલ્યા ગયા.

હવે આની ખબર મહાદેવ ને પડતાં માસાદેવને સૌ કોઈ જોઈ શકે, તેવા સ્થાને બેસવા કહે છે. જે કોઈ માંસ લેવા આવે તેને આપવું. એક છોકરો અને છોકરી આવે તેને આશીર્વાદ આપવા કહે છે. આ બંને છોકરો અને છોકરી ગોવાળ જતા હોય છે આ છોકરી આખા ગામમાં ભિક્ષા લેવા જાય છે અને આખા ગામમા તેને માંસ જ મળે છે તેથી માસાદેવનુ માંસ સૌ કોઈ લઈને આવે છે. તેથી  પોતાના ભાઈને લેવા મોકલે છે. એ ભાઈ જાય છે રસ્તામાં માછલા એ છોકરો ને હસે છે. તેથી માછલાને છોકરો કાપી માંસ લઈ જવાની ના પાડે છે. માછલીએ ઉલટી કરી. તેના પેટમાંથી બે તુંબડીના બીજ કાઢી આપ્યા. આ બીજને તૂંમડી લાગશે, પાકે ત્યારે તેને કાપી તમે બન્ને તેમાં જરૂરી ચીજવસ્તું સાથે લઈ તેમા બેસી જજો. છોકરાએ આમ કર્યુ.

હવે ચોમાસું બેઠુ ધરતી જળબંબાકાર થઈ. સર્વ જીવોનો નાશ થયો.  ધરતી પર કોઈ હતું નહી. પેલી તુંમડી તરવા લાગી. એ તુંમડી તરતી તરતી એક ડુંગરની નજીક  જઈ અટકે છે. તેમાંથી એક છોકરો અને છોકરી બહાર

આવ્યા. અને ભગવાનને એને રહેવા માટે જમીન તો જોઈએ. એટલે ભગવાનને ધરતી પર જમીન કયા છે. તેવું જાણવા જોશીદેવને બોલાવીને પૂછતા તેણે ઘુંગેરીદેવીના ગર્ભમાં માટી હોવાની જાણ કરી ભગવાને દેવીને બોલાવી માટી આપવાનું કહેતાં, તેણે ના પાડી. ભગવાને તેની કમર તાણી બાંધતાં તેના મોં માંથી માટી બહાર આવી ગઈ. દેવીની કમર લાકડી જેવી પાતળી બની ગઈ અને પછી ધરતી સ્થાપનાર દેવે ધરતી બનાવી. ધરતી પર બન્ને છોકરા છોકરીને મુકી દીધા. પછી તે બન્નેમાંથી બધા માણસો પેદા થયાં.

## જન્મ વિધિ

કુંકણાસમાજમાં બાળક્નાં જન્મ વખતે પોતાનાં ઘરમાં જ સુવાવડ માટેની વ્યવસ્થા કરે છે. સ્ત્રીનાં પેટમાં દુઃખે એટલે તરત દાયણને બોલાવે છે. સુવાવડની આખી પ્રક્રિયા સ્ત્રીઓ જ કરતી હોય છે. જયાં સુધી બાળકનો જન્મ ન થાય, ત્યાં સુધી કોઈ પુરુષ આજુ બાજુ ફરી ન શકે. સ્ત્રીને પ્રસુતિમાં તકલીફ થતી હોય તો દાયણ ઔષધિ પીવડાવે છે. પ્રસૂતિ સરળ રીતે થઈ જાય છે. બાળકનાં જન્મ થયા પછી દાયણ બ્લેડથી નાળ કાપે છે. કાપેલી નાળ ઢોરનાં ગમાણમાં ઊંડો ખાડો ખોદી દાટીને ઉપરથી પથ્થર મૂકે છે. દાયણ પહેલા દિવસથી જ પ્રસૂતા અને બાળકને સ્નાન કરાવે છે. આ લોકો છોકરો કે છોકરીને એક સરખુ મહત્વ આપે છે. જો કોઈ સંજોગો વસાત સ્ત્રીનાં પેટમાં બાળક મરી જાય તો સમાજના જાણકાર પુરુષને બોલાવી બાળકનો જન્મ કરાવી અપાવવામાં આવે છે. આવા પુરુષને તે સ્ત્રી આખું જીવન પોતાના પિતા સમાન માને છે.

**જન્મ્યા પછીની વિધિ**

કોંકણી આદિવાસીઓ બાળક જન્મે ત્યારે દારૂ જેવા માદક પીણાથી બાળકને સત્કારે છે. હાલનાં સમયમાં ગોળનું પાણી વપરાય છે. પાંચોરાના દિવસે જયાં બાળકની મેલી દાટેલી હોય ત્યાં દાયણ ભીંત ઉપર હળદર, કંકુ,મેંશના ચાંદલા કરે છે. રાત્રે થાળી વાદ્ય પર ભગત સતી અને બ્રહ્માની કથા ગાયે છે. આ વિધિને પાંચરા પૂજન કહે છે. છોકરા છોકરીની અલગ અલગ દિવસે વિધિ થાય છે. છોકરી જન્મે તો ત્રણ દિવસમાં પાંચોરાની વિધિ કરે છે અને છોકરો હોય તો ચોથા દિવસે આ વિધિ કરાય છેઅને જો આ વિધિમાં શનિવાર આવે તો એનાં પછીનાં દિવસે પાચોરો પૂંજે છે. પાંચોરાની વિધિમાં દાયણ આ રીતે વિધિ કરે છે. તે એક સૂપડામાં નાગલીનાં દાણાની નાની નાની ઢગલીઓ કરે છે. ચોખાની પૂજ કરી કંકુ, હળદર, મેંશથી ભીંત પર ચાંદલાઓ કરે છે અને નીચે દેવોના નામની ચોખાના પૂંજની ઢગલી પાડે છે. આ વિધિ બાળકનાં સુખ માટે થાય છે. ત્યાર બાદ બાળકને કાપડની ઝોળીમાં સુવડાવી બે છોકરીઓ બન્ને છેડે પકડીને ઝૂલાવે છે. આ સમયે દાયણ સૂપડામાં રાખેલી નાગલીનાં દાણાં ઉપર નજર રાખીને હાથમાં પિતળની થાળી પૈસાથી વગાડે છે. વગાડતાં વગાડતાં દાયણ નીચેનો સલોકા(શ્લોક) બોલે છે. છોકરો જન્મે ત્યારે નીચેનો શ્લોકો બોલે છે.

આજો ગાજો
બાહાસ બોલાવીલ તાહાં પોળી જાયજો,
આઇસ બોલાવીલ તાહાં ધાંવદી પીજોસ

**ગુજરાતી ભાવાર્થ**

આજો ગાજો
પિતા બોલાવશે ત્યારે ભાગી જજે.
માતા બોલાવશે ત્યારે દોડી આવજે.
છોકરી જન્મે ત્યારે નીચેનો સલોકા બોલાય છે.

**શ્લોક**

આજો ગાજો
આઇસ બોલાવીલ તાહાં પોળી જાયજો.
બાહસ બોલાવીલ તાહાં ધાંવદી યીજોસ.

**ગુજરાતી ભાવાર્થ**

આજો ગાજો
માતા બોલાવશે ત્યારે ભાગી  જજે.
પિતા  બોલાવશે ત્યારે દોડી આવજે.

## નામકરણ વિધિ

કુંકણા સમાજમાં નામકરણની વિધિ બાળકનાં જન્મનાં પહેલા અઠવાડિયામાં કરવામાં આવે છે. મોટાભાગે નામકરણ વારનાં નામ પરથી કેઝાડનાં નામ પરથી કરે છે. જેમ કે સોમવારે જન્મેલા બાળકનું નામ સોમા, સોમી રાખે છે. તેમજ રામાયણ અને મહાભારતનાં પાત્રોનાં નામ પરથી લક્ષ્મણ, સીતા, રામુ અને વૃક્ષોનાં નામો પરથી કાકળુ, કાકળ, સાદડ જેવાં નામો રાખે છે.

આ સમાજમાં અનેક માન્યતાઓ જોવા મળે છે. બાર દિવસ સુધી પ્રસૂતાને (સામા)નામના ધાન્યનું ઓસામણ પીવડાવે છે. તેમજ આ દિવસો દરમ્યાન પ્રસૂતાએ પરેજી પાળવાની હોય છે. તીખું, તળેલુ, મીઠું, ભાત અને માંસાહાર ખાવાની મનાઈ હોય છે. આ નિયમોનું પાલન પ્રસૂતા અને દાયણ બન્ને કરે છે. આ દિવસો દરમ્યાન દાયણ ફકત નાગલીના રોટલા ખાઈને રહે છે. પરેજીના નિયમોને વચની કહે છે. બારમાં દિવસે પ્રસૂતાને નદીના કાંઠા પર લઈ જવામાં આવે છે અને ત્યાં જઈ એક પથ્થરને સિંદૂર લગાવી નમસ્કાર કરાવે છે. ત્યારબાદ પ્રસૂતા ઘરનું કામ કાજ કરી શકે અને ઘરની બહાર જઈ શકે છે. આ દિવસથી બાળકને કપડાં પહેરાવી શકાય છે. આમ, આ સમાજ તટસ્થ વચનનું પાલન કરે છે.

## લગ્નમાં ગોત્રની ભૂમિકા

કુંકણાઓ લગ્નમાં ગોત્રની ભૂમિકા મહત્વની ગણે છે. અટકનાં આધારે ગોત્ર નક્કી કરેલા જોવા મળે છે. એક જ અટકમાં લગ્ન કરવાની મનાઈ છે. છોકરા છોકરીની એકજ અટક હોવાથી ભાઈ બહેનનો સંબંધ

ગણાય છે. લોહીનાં સંબંધમાં જાતિ વ્યવહાર ના કરી શકાય.  દા.ત. ભીમસેન, ભીમસેન સાથે લગ્ન ન કરી શકે. આ રિવાજમાં હજુ પણ ચુસ્ત રીતે પાલન કરે છે. તેઓ અન્ય સમાજ કરતાં પોતાનાં સમાજને ઉચ્ચ માને છે. આ તેમની માન્યતા છે.

કુંકણા સમાજમાં લગ્નના અલગ અલગ પ્રકાર છે. જેમ કે બોલપેન, નાનીપેન, મોટી પેન, ખંધાડિયા પ્રથા (ઘર જમાઈ), ભગાડીને કરાતું લગ્ન(પ્રેમ-લગ્ન).

**બોલપેન** : બોલપેન એટલે વાગ્દાન, લગ્નસંબધ જોડવાનું પહેલું પગથિયું. પેન શબ્દ પીણું, પીણી ઉપરથી પેન વિકસ્યો લાગે છે. મૂળમાં મધપાન સાથે સંબંધિત ક્રિયા હતી. હવે મધપાનને બદલે ગોળ, ચા વપરાય છે. આ વિધિ વખતે વરપક્ષવાળા છોકરીનાં ઘરે જાય છે. છોકરો છોકરી એકબીજાને જુએ છે, પસંદ કરે છે. ગામનાં વડીલો ભેગા મળીને નક્કી કરે છે કે આ સંબંધ યોગ્ય છે કે કેમ ? તે જાણીને પછી જ સગાઈનો દિવસ નક્કી કરે છે. આ પ્રસંગે બધાને ખાંડ કે ગોળનું પડીકુ આપે છે. વડીલો બોલી દ્વારા વ્યવહાર કરે છે. તેથી આ પ્રસંગને બોલપેન કહે છે.

**નાનીપેનઃ** આ વિધિને કંકુનાં માંગણા કહે છે. નાનીપેનને નાનું લગ્ન કહેવામાં આવે છે. આ વિધિ વખતે ગામનો પાટીલ, ગામનો કારભારી તેમજ કુટુંબનાં દરેક લોકોને પોતાનાં ઘરે બોલાવે છે. આ દિવસે લગ્નની તારીખ નક્કી કરે છે. ગામના કાયદાનાં પૈસા, ઘરેણા અને કપડાંનાં હિસાબની ગણતરી કરે છે. આ પ્રસંગે બધાને ખાંડ કે ગોળ વહેંચે છે.

**મોટી પેનઃ** સગાઈ થઈ ગયા પછી બંને પક્ષના સભ્યો લગનની તૈયારીમાં લાગી જાય છે. મોટીપેનનાં દિવસે વરપક્ષવાળા જાન લઈને છોકરીનાં ઘરે જાય છે. તેઓ રસ્તામાં ગીતો ગાતાં જાય છે. આ દિવસે સાંજના સમયે પાંચ-છ વાગ્યે ત્યાં પહોંચી જાય છે. ત્યાં ગયા પછી વરપક્ષવાળાને જમાડે છે અને ત્યાર બાદ લગ્નવિધિ કરે છે. કન્યાંને ભેટ, સોગાત આપીને સાસરે વળાવે છે.

**ખંધાડિયા લગ્ન (ઘર જમાઈ)**

કુંકણા સમાજમાં ઘર જમાઈ લાવવાની પ્રથા પ્રચલિત છે. જેનાં ઘરમાં છોકરો ન હોય, એ બીજાનાં ઘરના છોકરાને ઘરજમાઈ તરીકે લાવે છે. ઘરમાં છોકરીઓ જ હોય તો મોટી છોકરીને ઘર જમાઈ લાવે છે. આ લગ્નમાં લગ્નની જેમ જ લગ્નવિધિ થાય છે. લગ્નપ્રસંગમાં ગામના પાટીલ, કારભારી હાજર રહે છે. એના કાયદા દ્વારા જ પૈસાની લેવડ દેવડ કરવામાં આવે છે. આમ, આ લગ્ન વડીલોની ઉપસ્થિતિમાં જ કરવામાં આવે છે.

**ભાગીને કરાતા લગન (પ્રેમ લગ્ન)**

આ સમાજમાં છોકરા છોકરીની પસંદગીના લગ્ન થાય છે. અમુક મેળાઓમાં છોકરા છોકરી એકબીજા ને પસંદ કરે છે અને એમની પસંદગીના પાત્ર સાથે લગ્ન કરી લે છે. કુટુંબના વડીલો સહમત ન હોય ત્યારે ભાગીને લગન કરી લે છે. છેવટે સમાજે તે સ્વીકારવું પડે છે.

**લગ્ન વિધિઃ(શરૂઆતથી અંત સુધી)**

કુંકણા સમાજ લગ્નને ખૂબ પવિત્ર માને છે. લગ્નવિધિથી જીવન સ્થિર બનાવી પોતાના વંશનો સાંસ્કૃતિક વારસો જાળવે છે. તેમજ કુટુંબને એક કરી, સહજીવનની ભાવના કેળવવા માટે ઉપયોગી માને છે. લગ્ન એ સહવાસ અને સહજીવનનું પવિત્ર પ્રતિક છે.

**મંડપમુહૂર્ત**

આગળનાં દિવસોમાં સાગની નવ થાંભલીઓ રોપીને મંડપ બનાવે છે. તેની ઉપર જાંબુડાની ડાળખી નાખે છે. મંડપને આંબાના પાનનાં તોરણો બાંધીને મંડપને સજાવે છે. ત્યાર બાદ મંડપની વિધિ ગીતો ગાવાવાળી સ્ત્રીઓ કરે છે. આ ગીતોમાં દેવી દેવતાનાં નામો લેવાય છે. સ્ત્રીઓ ગીતો ગાઈને મંડપની ચારે તરફ દોરો વિંટાળે છે. તેને માંડવ સૂતે એમ કહે છે. માંડવ સુતીને પછી વચ્ચેની થાંભલી પાસે માટલી મૂકીને મંડપનું મુહૂર્ત કરે છે. અહિં મંડપની વિધિ પૂરી થાય છે.

**તેલવનાં પાડવાની વિધિ (તેલ ચઢાવવાની વિધિ)**

આ વિધિમાં પ્રથમ ઘરના દેવોને તેલ ચઢાવે છે અને ત્યાર પછી વરરાજાને તેલ ચઢાવવામાં આવે છે. આ વિધિ પૂરી થયા પછી તુવેરની બાફેલી ઘુઘરી દેવોને ચઢાવીને વરરાજાને ઉપવાસ સોડાવે છે. લગ્નનાં દિવસે આખીરાત જાગરણ કરે છે અને સવારે છોકરીનાં ઘરે જાન જાય છે.

## પીઠી ચોળવાની વિધિ

કુંકણા સમાજમાં મંડપમુહૂર્તના આગળના દિવસથી જ પીઠી ચોળવાના ગીતો ગાવામાં આવે છે. આ દિવસે ઘરમાં કુળદેવની સ્થાપના કરેલ હોય ત્યાં પૂજા કરવામાં આવે છેઅને પીઠી વરરાજાને ચઢાવતા પહેલા કુળદેવીને ચઢાવવામાં આવે છે. પછી જ પીઠી વરરાજાને લગાડવામાં આવે છે. પીઠી કન્યાને કે વરને ઘરના ઉખળ(ડાંગર ખાંડવાની જગ્યા)ની સામે બેસાડીને લગાડવામાં આવે છે. સૌ પ્રથમ પિતા કન્યાને કે વરને પીઠી લગાવે છે. પછી માતા પીઠી લગાવે છે. ત્યાર પછી સગાસંબંધીઓ પીઠી લગાડે છે. બધા પોતાની ક્ષમતા મુજબ દશ, વીસ, રૂપિયા કન્યા કે વરના હાથમાં આપે છે. આ દિવસે વરને રાજા અને કન્યાને મહારાણી માનવામાં આવે છે. પીઠી લગાડયા પછી કન્યા કે વરને એકલા ફરવા દેવામાં આવતા નથી. ભૂત કે ડાકણ નુકશાન કરી શકે છે. રાત્રે મનોરંજનના કાર્યક્રમ રાખવામાં આવે છે. જ્માસા નાટક, માદળ વગાડીને મનોરંજન કરે છે. વરની સાથે કુંવારી કન્યાઓ બેસે છે. આ દિવસે વરરાજાએ ઉપવાસ કરીને પરંપરાગત દેવી દેવતાની પૂજા કરવાની હોય છે.

## આણા કરવાની વિધિ

લગનના પાંચ દિવસ પછી કન્યાપક્ષવાળા કન્યાને તેડવા જાય છે. વડીલો આ પ્રસંગે હાજર હોય છે. વરપક્ષવાળા આવેલા મહેમાનોને જમાડે છે. કન્યાને પીયરમાં તેડી જાય છે. પાંચ દિવસ પછી વરપક્ષવાળા કન્યાને લેવા આવે છે. આવેલા મહેમાનોને જમાડે છે. ત્યાર પછી વર કન્યાં એકબીજાનાં ઘરે જઈ શકે છે.

## મરણવિધિ

કુંકણા સમાજમાં માણસ મૃત્યુ પામે ત્યારે એ મૃતદેહના નાક, કાનમાં રૂ નાખવામાં આવે છે. શબ પર કફન ઓઢાડીને બધાં સગા સંબંધીઓને જાણ કરવામાં આવે છે. મરણ પ્રસંગે સ્ત્રી-પુરુષ બન્ને વર્ગ મોટે ભાગે હાજર હોય છે. કોઈક વાર માણસ સાંજે મરી જાય ત્યારે શબને એક રાત ઘરે રાખે છે. આ વખતે રાત્રી પસાર કરવા માટે થાળી વાદન પર રાજા માનસીંગ અને સાળવા રાણીની કથા ગાવામાં આવે છે. બીજા દિવસે શબને સ્મશાને લઈ જતાં પહેલાં સ્નાન કરાવીને

નવા કપડા પહેરાવે છે અને અને ઉપર ફૂલો ચડાવે છે. આ ક્રિયા દરમ્યાન શબને ઘરની બહાર કાઢી ખાટલા ઉપર સુવાડવામાં આવે છે. ત્યારબાદ બધા સગાસંબંધીઓ મૃતદેહને પગે લાગી પૈસો રૂપિયો જે હોય તે મૂકે છે. પછી શબને સ્મશાને લઈ જવામાં આવે છે. સ્ત્રીઓ પણ ગામના ચોક્કસ રાખેલા વિસામા સુધી જઈને શબનાં અંતિમ દર્શન કરાવે છે. આ દરમ્યાન તેઓ અનાજના દાણા અને બે પાંચ રૂપિયા શબનાં માથા પાછળ મૂકે છે. આ વિધિ પછી સબને સ્મશાને લઈ જવામાં આવે છે. ત્યાં ગયા પછી ઘર કુટુંબનાં વર્ગને શબનું દર્શન કરાવે છે અને બધા શબને જમાડે છે. પછી મૃતદેહને સ્મશાનમાં લઈ જઈને લાકડાની સળ પર મૂકી શબને લાકડાથી ઢાંકી દે છે. ઘરનો વડીલ પુત્ર અગ્નિ સંસ્કાર કરે છે. સ્મશાન વિધિ પૂરી થયા પછી બધા નદીએ સ્નાન કરવા જાય છે. તે રાત્રે ઘરમાં એક જગ્યાએ છાણથી લીપીને થાળીમાં લોટ ભરવામાં આવે છે. લોટની સપાટીને હાથ ફેરવીને સુંવાળી બનાવી દેવામાં આવે છે. તે થાળીની પાસે લોટામાં પાણી મૂકે છે. પછી ટોપલાથી ઢાકી દે છે.

સગા સંબંધીઓ તેની પાસે સૂઈ રહે છે. સવારે ઊઠયા બાદ ટોપલો ઊંચકી લેવામાં આવે છે. ઘરડા અનુભવી લોકો થાળીમાનો લોટ તથા પાણીનું ઝીણવટભર્યુ નિરીક્ષણ કરે છે. જો લોટનાં સપાટી પર માણસનું, ગાયનું કે બીજા કોઈ પ્રાણીનું નાનું પગલું છે કે કેમ તે જૂએ છે. તે પ્રમાણે આત્મા તે જાતિમાં પુર્નજન્મ લેશે એમ માનવામાં આવે છે.

મૃતદેહને અગ્નિસંસ્કાર કે દાટયા બાદ ત્રીજા દિવસે પિંડદાન કરવામાં આવે છે. મૃત આત્માનો પુત્ર અથવા જે કોઈ પુત્ર કે સગાવહાલા હોય તે ભગતને ત્યાં જઈ નવ પિંડ લઈ આવે છે. આ પિંડ ચોખાનાં લોટમાં હળદર અને તેલ નાંખીને બનાવવામાં આવે છે. પિંડદાનની ક્રિયા કરનાર વ્યકિત ભગત સાથે નદી કિનારે જાય છે. પિંડદાન કરવાવાળી વ્યકિત સ્નાન કરી એક પથ્થર પર બધા પિંડ મૂકે છે. આ વખતે ભગત નદીના પાણીમાં બેસીને ક્રિયા કરાવે છે. પ્રત્યેક પિંડ પાસે એક નાગરવેલનું પાન, સોપારી, ખારેક અને પૈસો મૂકીને ક્રિયા ચાલુ કરવામાં આવે છે. તે પછી ભગત પ્રત્યેક પિંડ પાસે મૂકેલી વસ્તું ક્રિયા કરનારનાં હાથમાં આપી મંત્ર બોલીને પાણીમાં પધરાવતાં કહે છે

પીહલા પિંડ ઉનાઈમાતાલા દુસરા પિંડ પુરાવગંગાલા,
તીનથી આઠવા પિંડ નય વહડલા,
નવમાં પિંડ ભગવાન દેવલા,

**ગુજરાતી ભવાર્થ**

પહેલો પિંડ ઉનાઈ માતાનો,બીજો પિંડ પૂર્ણાનદીને,
ત્રીજાથી આઠમાં સુધીનો પિંડ નદી નાળાને,
નવમો પિંડ ભગવાન દેવને,

છેલ્લો પિંડ ભગવાન દેવને પધરાવવામાં આવે છે. પરંતુ છેલ્લો પિંડ પધરાવતાં પહેલાં આત્માને પાંચ ચોકીઓમાંથી પસાર થવું પડે છે.

પહેલી ચોકી વાઘદેવની, બીજી ચોકી નાગદેવની ચોકી, ત્રીજી રીંછની ચોકી, ચોથી ચોકી કલમનાં વૃક્ષની ચોકી, પાંચમી ચોકી આમળાનાં ઝાડની ચોકી, આ પ્રમાણે મંત્રો પુરા થતાં બધા પિંડને નદીમાં પધરાવી દેવામાં આવે છે. પિંડદાન કરનાર વ્યકિત ક્રિયા બાદ ફરીથી સ્નાન કરી ભગત સાથે ઘરે આવે છે. ઘરે આવ્યા પછી છાણા પ્રગટાવીને તેમાં દાળ અને ભાતની આહુતી આપે છે. જેમાં દક્ષિણા તરીકે દસ પંદર રૂપિયા ભગતને આપે છે.

**મૃત્યુ પછીનાં જીવનની માન્યતા**

આ સમાજમાં માનવ મરી જાય પછી એનો અંતર-આત્મા પંદર દિવસ સુધી ઘરમાં વાયુ બનીને રહે છે. જો કોઈ માણસ મરી જાય પછી એમનાં ઘરમાં કે કુટુંબમાં પંદર દિવસમાં પ્રસૂતિ થાય તો મરનાર માણસનો પુનર્જન્મ થયો છે, એમ માનવામાં આવે છે.

બાળકનો જન્મ થાય એમાં પગનાં કે હાથનાં અંગૂઠાની આંગળી ઠુંઠી(અડધી આંગળી) આવે તો એવી

માન્યતા છે કે પહેલાંનાં જન્મમાં તે શિકારી હશે. આ માન્યતા કુંકણા સમાજમાં જોવા મળે છે.

### દેવોનો ખ્યાલ

કુંકણા આદિવાસીઓ પ્રાકૃતિક ધર્મનું પાલન કરે છે. એ પછી એમની મૂર્તિ પૂજાનાં ખ્યાલો, માન્યતાઓ કે એમનાં વારસાગત રિવાજો હોય. પહેલાનાં સમયથી તેઓ પૂજા કરતા આવ્યાં છે. આજ રીતે કુંકણા જાતિના લોકો પ્રાકૃતિક ધર્મ સાથે જોડાયેલા છે. તેઓ પોતોના જીવનમાં સુખ અને દુઃખના સમયે પ્રકૃતિને પૂજે છે. પ્રકૃતિને દેવ માનીને તેઓ પ્રકૃતિ પાસે સુખની યાચના કરે છે. તેમનાં ઘરમાં કોઈ પણ દુઃખ કે મુસીબત ન આવે એ માટેની તેઓ સવાર સાંજ પ્રકૃતિ પાસે યાચના કરે છે. તેમના સમાજના એક વ્યક્તિને મુખીયા અથવા ભગત માનવામાં આવતો છે. તે પ્રકૃતિ વિશે ઘણું બધું જાણતો હોય છે. તેથી લોકો એના પર વિશ્વાસ રાખે છે.

જ્યારે તેઓને દુઃખ કે નડતર આવે, ત્યારે તેઓ એમની પાસે જઈને નડતરની વાત કરે છે. ભગત દાણાં જોઈને સમસ્યાનું નિવારણ કરે છે. બાધા સફળ થાય પછી ભગતને જે કંઈ આપવાનું હોય તે આપે છે. આમ, કુંકણા લોકો દેવોની આસ્થામાં વિશેષ શ્રધ્ધ ધરાવે છે.

### ઘરનાં દેવદેવી

કુકણાંઓનાં પરંપરાગત દેવો ઢાકણવાળ મોટા ટોપલામાં રાખી મૂકે છે. તે ટોપલો અનાજની કોઠી પર મૂકે છે. ઘરનાં દેવદેવીમાં કનસરીમાતા પણ આવે છે. કુંકણા સમાજ ઘરમાં રાખેલી કનસરીમાતાની મૂર્તિને

પોતાની અન્નદેવી તરીકે માને છે. આ માતા બધાનું પોષણ કરે છે. એનાથી પર કોઈ નથી. અનાજ ઘરમાં લાવે ત્યારે તેઓમાં કનસરીની કથા કરવામાં આવે છે. ઉપરાંત તેઓ વાર તહેવારે સૂપડું, ટોપલા, ટોપલી, સાંબેલું, લાકડી, ઘરનો ઉંબરો, ગમાણ, ઢોર, વાછરડાં તેમજ ચૂલાને પૂજે છે. આ જગ્યાઓ પવિત્ર હોવાથી તેની પૂજા થાય છે.

**ગામના દેવદેવી**

આ સમાજના લોકોએ પ્રાચીનકાળથી માનવામાં આવતા દેવી દેવતાઓની સ્થાપના કરેલ હોય છે. અને જે ગામની સીમમાં હોય છે. જેને ગામ લોકો ગામ દેવતા કે ગામદેવતી તરીકે ઓળખે છે. આ દેવ દેવીઓ દરેક ગામમાં હોય છે. ગામદેવી એટલે કે ગામની દેવી. આ દેવીની સ્થાપનાં પીપળના ઝાડ નીચે કરવામાં આવેલી હોય છે. ગામની સુખ શાંતિ માટે અને સીમની રક્ષણ માટે ગામદેવની સ્થાપના કરે છે.

આ સમાજમાં જ્યારે લગ્ન લેવામાં આવે છે ત્યારે વરપક્ષ કે કન્યાપક્ષનાં લોકો પીઠી ચોળે ત્યારે પોતે ચાંદલો કરી થાળીમાં દીવોને હળદર લઈને ગામદેવીને પૂજા કરવા માટે જાય છે. અને ત્યા જઈ તેઓ વિનંતી કરતા હોય છે. કે આ નવયુગલ સંસારમાં જોડાવા જાય છે. ત્યારે તેમના પર હે દેવી તારો આર્શિવાદ વરસાવ અને દીવો પ્રગટાવી ગામની સ્ત્રીઓ ગામ દેવીને ખુશ કરવા એમના વાંજિત્રો વગાડી ગીતો ગાતાગાતા ગામ દેવીની પૂજા કરવા જાય છે અને ત્યા જઈ તેઓ થાળીમાં રાખેલ દીવો અને હળદર અને હળદરવાળા ચોખા લઈ જઈ ગામનો ભગત પૂજા કરતો અને ગામદેવ દેવીને કહેતો કે આ તારા છોકરાઓ નવા સંબંધમાં જોડાવા જાય છે એમને

કોઈ પણ પ્રકારની મુશ્કેલી પડે તો એનાથી તું એને બચાવી એનું રક્ષણ કરજે. હાલના સમયમાં હવે આ લોકો નાળીયેર અને અગરબત્તી પૂજા માટે લઈ જાય છે.

આ ઉપરાંત ગામદેવીની પૂજા અખાત્રીજના દિવસે પણ કરતા હોય છે. આ દિવસે તેઓ ગામમાં કે ગામની સીમમાં પણ કોઈજાતનાા દુઃખ કે મુશ્કેલી ન આવે એવી પ્રાર્થના કરતા હોય છે.

કોળીના તહેવાર પર પણ ગામ દેવદેવની પૂજા કરવામાં આવે છે. આ તહેવારમાં જ્યારે ગીતો ગવાય છે એમાં હોળીમાતા તરીકેનું સંબોધન તેઓ કરતા હોય છે. અને ગામદેવીના ગીતો ગાવામાં આવે છે.

ગામ દેવદેવીને તેઓ ખૂબ દયાળુ દેવ તરીકે માને છે અને બધા પર બરકત અને રહેમ રાખનાર ગામ લોકો એમનાં ઢોરઢાંખર એમની સંપત્તીનો વિશેષ ખ્યાલ રાખનાર દેવને જ માને છે. કોઈ પણ ગામમાં બિમારી કે દુઃખ આવે ત્યારે ગામદેવીની પૂજા કરે છે. તેમની પનોતી જ્યારે દૂર થાય ત્યારે તેઓ ભેટ ચડાવે છે.

**સીમના દેવદેવી**

ગામનાં સિમાડાનું રક્ષણ કરનાર દેવને લોકો સીવટદેવ કહે છે. સીવટ એટલે સીમ. આ વિસ્તારમાં દરેક ગામના સીમાડે આ દેવદેવીઓ લાકડા અથવા માટીની બનાવેલ પ્રતીમાની સ્થાપના કરીને અને પૂજા કરે છે. સીવટદેવ ગામનાં સીમાડાનું રક્ષણ કરે છે. સીવટદેવની પૂજા વારતહેવારે કરવામાં આવે છે. એવી માન્યતા છે કે સીવટદેવ ગામનાં પશુઓ, ગામનાં માણસો, ગામના સીમાડામાં ફરતાં હોય ત્યારે એમની

રક્ષા કરતા હોય છે. લોકો સીવટદેવને ચઢાવવામાં ચોખ્ખું પાણી અને ચોખા તેમજ મરઘાની બલી ચઢાવતા હોય છે. આ દેવ ગામમાં કોઈ મુશ્કેલી આવવાની હોય અથવા કોઈ દુશ્મનની ખરાબ નજર ગામ પર પડે તો આવા સમયે દેવ એમને પહેલાં જ ચેતવી  દે છે.

**ખેતરના દેવદેવી**

કુંકણાજાતિનાં લોકો ખેતરદેવને  રાખવાડીદેવ તરીકે ઓળખે છે. રાખવાળી એટલે  રખેવાળી કરનાર દેવ. આ દેવની સ્થાપના ખેતરના છેડા ઉપર અથવા ખેતરનાં ખૂણામાં કરતા હોય છે. ખેતરમાં પોતાના વડવાઓના પ્રાચીન સમયના પથ્થર અને બળદના છાણમાંથી બનાવેલ ગોળ લુવા જેવી પ્રતિમા બનાવી એને આંખ કાનનો આકાર આપી એની સ્થાપના કરતા હોય છે, આ દેવની પૂજા કરવાથી આ દેવ પાકોનુ રક્ષણ કરે છે. કોઈ પણ ઢોરઢાંખર કે ચોર વગેરેથી પણ આ દેવ રક્ષણ કરે છે. એ પ્રકારની એમની માન્યતા છે.

આ ઉપરાંત આ લોકો ખેતરમાં વાવણી કરતા હોય ત્યારે ખેતરમાંથી પાકની કાપણી કરતા હોય ત્યારે એ દેવને જે પાક રોપવાનો કે કાપવાનો હોય તે ચઢાવે. પછી જ કોઈ પણ કામ એ આગળ વધારે છે. આ દેવને નૈવેદ્ય તરીકે ઈંડુ અને એક શીશો દારુ તેમજ મરઘાંની બલી ચઢાવે છે.

ખેતરમાં પાકની વાવણી અને પાની કાપણી થઈ જાય ત્યાં સુધી તેઓ આ દેવની પૂજા કરે છે. વારતહેવાર પણ આ દેવની પૂજા કરે છે.

**સ્ત્રીઓનાં દેવદેવી**

કુંકણા સમાજ ભૂતદેવને બીજા નામથી રાનવાદેવ તરીકે ઓળખે છે. લોકોમાં આવી માન્યતા છે કે આ દેવ કોઈ પણ સુંદર સ્ત્રી કે છોકરીને જોઈ જાય તો એના પર મોહિત થઈને ઉપાડી જાય છે અને એના સ્થાને લઈ જાય છે. સ્ત્રી કે છોકરીને ઉપાડી જાય છે ત્યારે તેને કોઈ જોઈ શક્તું નથી. તેનાથી બચવા માટે એક પૂજારો હોય છે. તેની પાસે જઈને સ્ત્રી કે છોકરીને બચાવવા રાનવાદેવની પૂજા કરાવવામાં આવે છે. પૂજામાં ચોખ્ખું પાણી અને ચોખાની જરૂર પડે છે. આ પૂજા વિધિને કોંકણીઓ કરટાંકે કહે છે. એવું માનવામાં આવે છે કે જ્યાં સુધી આ વિધિ ન થાય, ત્યાં સુધી રાનવાદેવ તે છોકરી કે સ્ત્રીને છોડતો નથી. આ દેવને કાળી મરઘી જે ઈંડાં ન મુકતી હોય તેવી મરઘીની બલિ ચડાવે છે.

**નળદાદેવ (બિમારી માટેના દેવદેવી)**

કુંકણાઓમાં એવી લોક વાયકા છે કે એક સ્ત્રી ખૂબ જ બિમારીમાં સપડાઈ. એવા સમયે એમના કુટુંબીજનો વિવિધ દવાખાને અને ભગતભૂવા પાસે લઈ જાય છે પણ બિમારી દૂર થઈ નહિં. કુટુંબીજનો હતાશ થઈ જાય છે, ત્યારે તેઓને કોઈકે કહયું કે તમે આ બેનને નળદાદેવ પાસે લઈ જાઓ. એ ત્યાં સાજા થઈ જશે. ઘરનાં લોકો તેને નળદાદેવ પાસે લઈ જાય છે અને ચાર મહિનાની માંદગી પછી એ સાજા થઈ જાય છે. ત્યારથી સમાજે પોતાનાં દુઃખ કે મુશ્કેલી દૂર કરવા નળદાદેવ પાસે જાય છે.

નળદાદેવ ધાર્મિક સ્થળ આહવાથી ચૌદ કીલોમીટરના અંતરે આવેલું છે. આ દેવ પાસે કુંકણા સમાજ

સુખ, શાંતી અને સમૃધ્ધિ માટે પૂજા અર્ચના કરે છે. જયારે એમનું દુઃખ કે મુશ્કેલી દૂર થાય ત્યારે તેઓ દેવને નવસ એટલે કે માનતા રાખેલ હોય એ પૂર્ણ કરવા નળદાદેવ પાસે જાય છે. આ દેવને માનતામાં ચોખ્ખું પાણી, ચોખા, બકરાં અને મરઘાંની બલી ચઢાવાય છે.

**પશુઓ માટેનાં દેવદેવીઓ**

કુંકણા સમાજ જંગલ અને પહાડી વિસ્તારમાં વસવાટ કરતાં હોવાથી જંગલ અને તેમાં વસતાં પશુ, પક્ષી અને પ્રાણીઓની પૂજા કરે છે. આસો વદ બારસનાં દિવસે વાઘદેવની પૂજા કરે છે. કુંકણાઓ પોતાનાં ઢોર-ઢાંખરનાં રક્ષણ કાજે વાઘદેવની પૂજા કરે છે. વાઘબારસનાં દિવસે ગોવાળીયાઓ ઝાડની લાકડીઓ કાપી અવનવી ડિઝાઈન બનાવી લાકડીઓને ગુલાલથી રંગે છે. ગામમાં જ્યાં વાઘદેવનું સ્થાન હોય ત્યાં ગામનાં પશુધનને લઈ જઈ જેટલા ગોવાળીયા હોય તેટલા સાંજે ભેગા થઈ નદીમાં સ્નાન કરીને ડાંગરનું ઘાસ સળગાવે છે. આ ઘાસ સળગાવ્યા બાદ બધા જ ગોવાળીયા એક પછી એક કુદતા જાય છે. ઘાસ સળગે ત્યાં સુધી કુદે છે. ગામનો મુખી અથવા ગામનો વડીલ હોય તે એક ગોવાળીયાના વાળને પકડીને પૂછે કે મારા જંગલમાં પશુ-પ્રાણીને ખાવા આવશો? (માને રાનાલા યેસીલકા) ગોવાળીયો જવાબ આપે છે કે હા (યીન) તે પછી ડાહ્યો માણસ પૂછે છે કે મારા ખેતરે ગાયો ચરાવવા આવીશ ? ત્યારે ગોવાળીયો બે વખત મઝાકમાં હા પાડે છે. છેલ્લીવાર ના પાડે છે. ત્યારે તે વડીલ એના વાળ છોડી દે છે. ગામવાળાએ બધાના ઘરેથી ઉઘરાવેલા ચોખા રાંધે છે. જેમાં મીઠું નાખવામાં આવતું નથી તેને નૈવેધ કહે છે. ભાત સાથે મરઘાં

કે બકરાં મારી તેનું માંસ બનાવે છે. કોઈ વખત ભૂલમાં ગાયો કોઈનાં ખેતરમાં ભરાઈને પાકને નુકશાન કરે તો ગોવાળને માફ કરી દેવાય છે. ભાત અને ચોખ્ખું પાણી લઈને જ્યાં ઢોર-ઢાંખર ભેગા થયેલ હોય તેમની ફરતે ફરીને તેમનાં ઉપર છાંટે છે. ત્યાર બાદ ઢોરોને ઘરે ભગાડી દેવાય છે. ઢોરો જ્યારે ભાગે છે ત્યારે તેમના રસ્તા વચ્ચે છાણ અને તેના પર મરઘીનું ઈંડું અથવા નાનું બચ્ચું મુકવામાં આવે છે. જો ઈંડું ફાટી જાય અથવા મરઘીનું બચ્ચુ મરી જાય તો બલી સ્વીકારી છે એમ લોકોનું માનવું છે. ત્યારે તે વરસ સારુ રહેશે તેવું અનુમાન કરે છે. આ વિધિ પૂર્ણ થયા બાદ ગામના લોકો એકઠા થઈને બનાવેલો ભાગ અને મરઘાં અને બકરાનું માંસ ખાઈને ઘરે રવાના થાય છે. કુંકણાઓ મુખ્યત્વે પોતાના ઢોર-ઢાંખર તથા ખેતરમાંથી બધુ અનાજ ઘરમાં લઈ આવે ત્યારે પોતાના ઢોર- ઢાંખરને છૂટા મૂકી દે છે. પાડાઓ ચાર પાચ મહિના સુધી જંગલમાં જ રહે છે. જ્યારે ચોમાસું બેસવાની તૈયારી હોય ત્યારે તેને શોધીને પાછા લઈ આવે છે. આથી આ ચાર પાંચ મહિનામાં પોતાનું ઢોર-ઢાંખરને મારી ન નાખે તે માટે તેની પૂજા કરવામાં આવે છે. બલીમાં મરઘાં અને બકરાં મારવામાં આવે છે.

### વરસાદનાં દેવ-દેવીઓ

#### પાનદેવ

પાનદેવ એટલે કે વરસાદના દેવ. કુંકણાઓ પાનદેવને પોતાનો દેવ ગણે છે. જેના દ્વારા બધા જ જીવોને પાણી મળે છે. બધાજ જીવોને જાણ છે કે પાણી વિનાં જીવન નહિ. કુંકણાઓ પાનદેવને પવિત્ર દેવ તરીકે ગણે છે.

ચોમાસું બેસવાની તૈયારી હોય ત્યારે પંદર દિવસ પહેલાં પાનદેવ ચેતવણી આપે છે. ગાજ-વીજ થાય ત્યારે વરસાદ પડે છે. વરસાદનો સમય હોય અને વરસાદ ન આવતો હોય ત્યારે કુંકણાઓ પાનદેવને વિનંતી કરે છે. ગીતો ગાઈને અને નાચગાન કરી તેની પૂજા કરે છે. પૂજા કરી બકરાં મરઘાંની બલી ચઢાવવાંમાં આવે છે. આ ઉપરાંત પૂજારા જોડે પણ પૂજા-વિધિ કરાવે છે. ગામનાં બધા જ લોકો ભેગા થઈ પૂજા કરે છે. ગામના દરેક વ્યક્તિ કોઈને કોઈ વસ્તુની ભેટ ચઢાવે છે. કોઈ બાધા પણ રાખે છે. પાકને નુકશાન ન થાય તેની પણ માંગણી કરે છે. કોઈ વખત વરસાદનું પ્રમાણ વધી જાય ત્યારે સુર્યદેવ અને પવનદેવની પણ પૂજા કરવામાં આવે છે  તે માટેના મંત્ર ઉચ્ચાર કરે છે. આ બધી જ વિધિઓ સામૂહિક રીતે થાય છે. ગામના વડીલો આ પૂજા કરે છે પરંતુ ત્યાં ગામના દરેક સભ્યો હાજર રહે છે.  પૂજા કરતાં પહેલાં ગામના પંચની અનૂમતી લેવામાં આવે છે. પૂજા-વિધિ કયારે શરુ કરવી તે પંચ નક્કી કરે છે. આ પૂજા-વિધિ સતત પાંચ દિવસ સુધી ચાલુ રાખવામાં આવે છે. જેમાં પૂજારા કે વડીલ લોકો (કહાની)કથા થાળી પર ગાય છે. થાળી એટલે દેવો વિશેની કથા. પાનદેવની પૂજા માટે ચોખા, દીવો અને તેલ લઈ જાય છે. લોકોનું એવું માનવું છે કે પાનદેવ રીસાઈ જાય તો કોઈ પણ દેવ કે મનુષ્ય સમજાવી શક્તા નથી. પાનદેવ વાવાઝોડાથી બધુ જ નષ્ટ કરી નાખે છે. ધરતી પર પાણી પાણી કરી મૂકે છે. બધાને ડૂબાડી દે છે. કયારેક એક પણ ટીપું વરસાદ વરસાવતો નથી. તેવા સમયે તેની પૂજા વિધિ કરવી ફરજિયાત બને છે. જેનાથી નારાજ થયા હોય તેની પાસે માફી અપાવે છે. આમ પાનદેવને મનાવવા માટે બધી જ તૈયારી કરવી પડે છે. આમ તો પાનદેવ ખુબ જ દયાળુ અને પ્રેમવાળા છે. પાનદેવ દ્વારા જ ધરતીમાં લીલોતરી છવાઈ છે. પાણીથી બધા જ જીવોનું જીવન ટકી રહે છે. ખેતરમાં પાક લીલોછમ રહે છે. આથી જ કુંકણાઓ એના ભયથી તેની પૂજા-વિધિ કરે

છે. અહિંનાં લોકો વરસાદનું અનુમાન ટીટોડીના ઈંડાં પરથી કરે છે. આ ઉપરાંત જુદા જુદા વાતાવરણથી અને વાદળાને જોઈને કેટલો વરસાદ કઈ દિશામાંથી આવશે, તેનું અનુમાન કરે છે.

## રોટી વ્યવહાર, ખાન પાન, આહાર વિહાર સંબધી માન્યતાઓ

કોંકણી સમાજમાં હોળી, દિવાળી જેવા સામાજિક તહેવારોમાં પોતાના કુટુંબમાં સગાસબંધીઓ એક બીજાના ઘરે ખાવાનું આપ લે કરે  છે. જેમાં મામાના ઘરે, કાકાના ઘરે, મોટાના ઘરે, બહેનના ઘર, ફોઈ ના ઘરે અને ખુબ જ નજીક ના હોય એમને વાર તહેવારે આ પ્રકારનો વ્યવહાર ચાલતો હોય છે.

આ સમાજનો મુખ્ય ખોરાક નાગલી, ડાંગર, મકાઈ, જુવાર, વરઈ છે. કઠોળમાં અડદ, ચણા, તુવર, ચોળી ખાય છે. તેલીબીયામાં તલ, ખરસાણું, મગફળી, સોયાબીનનો પાક થાય છે. શાકભાજીમાં ચોળી, રીંગણ, તુવર, લીલી ભાજી, બટાકા, ચણાની ભાજી ખાય છે.

આ સમાજમાં ખાસ પ્રકારની વાનગીમાં પાનગા છે. આ વાનગી દિવાળીના દિવસે બનાવવામાં આવે છે. આ વાનગી માટે ચોખાનો લોટ, કાળી કાંકણી છીણી અને લોટમાં મીક્ષ કરી લોટ બાંધી રોટલા બનાવાય છે. એને તપેલામાં પાણીના વરાળથી ચઢાવવામાં આવે છે.

બીજી એક વાનગી અડદને શેકીને દળે છે, એને પાણીમાં પલાળી એમાં મરચું નાખી નાગલીના રોટલા જોડે એ ખવાય છે. જે ભુજયું કહેવાય છે. તે નાગલીના રોટલા સાથે ખવાય છે.

## ખેતી અને વિધિ

કુંકણા સમાજમાં ખેતી કરવાની આવડત વિશિષ્ટ છે. તેઓ ઘણા મહેનતું છે. ખેતીમાં નાગલી, અળદ, ડાંગર, વરઈ, જુવાર, મકાઈ વગેરે લે છે. ગૌણ પાકોમાં મગફળી, ચોળી, તુવેર, લીલી હળદર, શાકભાજી વગેરે કરે છે. ડુંગરાળ વિસ્તાર હોવાથી વરસાદના પાણીથી જ ખેતી કરે છે. હાલનાં સમયમાં પણ સજીવ ખેતી કરે છે. અહિં ખેતી માટે પાનખરમાં જે પાદડાં વૃક્ષ પરથી ખરી પડે છે તે પાદડાંઓ ભેંગા કરીને ઉનાળામાં વૃક્ષ નહિં પરંતુ વૃક્ષોની ડાંળખીઓ કાપીને તેને બાળે છે. જે રાખ તૈયાર થાય છે તે રાખનું ખાતર થાય છે. આમ, આ રીતે નુકશાન કરતા ફાલતું બીજ બળી ગયેલા હોવાથી નીંદામણ ઓછું થાય છે. આ પ્રકારની ખેતી ભાગ્યે જ કોઈ જગ્યાએ જોવા મળે છે. કુંકણાઓ બીયારણ બજારમાંથી લાવતા નથી. તેઓ તૈયાર થયેલા પાકમાંથી જ બીયારણ અલગ કાઢી મૂકે છે અને તેજ અનાજ બીજા વર્ષે વાવે છે. અહીં જમીન ઢોળાવવાળી, ખાળાટેકરાવાળી હોવા છતા તે સજીવ છે. આથી ઉત્પાદન સારૂં થઈ શકે છે. કોઈ પણ જમીન પર પાણીની જેમ છોડ નાખીને(ફેંકીને) અનાજ તૈયાર કરવામાં આવતું નથી, પરંતુ અહિં નાગલી કે વરાઈના છોડને ફેંકીને ઊભું કરવામાં આવે છે. આ જમીન જ તેમાં કણસલું બનાવે છે. આ દૃષ્ટાંત સજીવ ખેતી અને જમીનની સજીવતા દર્શાવવા સાચું અને યોગ્ય બની રહે છે. નાગલીના રોટલા તથા અન્ય વિવિધ વાનગીઓ બનાવી શકાય છે. નાગલીનો રોટલો સામાન્ય માણસ પચાવી શકતો નથી. કારણ કે તે ભારે ખોરાક છે તેને પચાવવા માટે શ્રમ કરવો પડે છે.

અહિંના લોકો વરસાદનું અનુમાન ટીટોડીના ઈંડાં પરથી કરે છે. તે પ્રમાણે ખેતીમાં પાકની વાવણી કરે છે. તે ઉપરાંત જુદાં જુદા વાતાવરણથી અને વાદળાઓને જોઈને કેટલો વરસાદ કઈ દિશામાંથી થશે તેનું અનુમાન કરે છે. આમ તો ડાંગમાં જંગલનું પ્રમાણ વધારે હોવાથી પુષ્કળ વરસાદ પડે જ છે.

**ખેતીની વિધિ**

હળ ખેતરમાં નાખતા પહેલાં કંનસરીમાતાની પૂજા કરી સિંદૂરનો ચાંદલો, અગરબત્તી, નાળિયેરથી પૂજા કરી ખેતર ખેડે છે.

બધી જાતનાં બીયારણ એક સાથે ભેગા કરી એની પૂજા કરે છે.

પૂજા કરવામાં કાળી મરઘીની બલી ચઢાવે છે.

- પાકો તૈયાર થાય ત્યારે કાપણી કરવા માટે દાહાની વિધિ કરે છે. જેમાં નાળિયેર, સિંદૂર, કાળી મરઘી, દારૂનો ઉપયોગ થાય છે.
- ખળીમાંથી પાક કાઢવા માટે, ખળીની પૂજા કરવા માટે, દાળ ભાત બનાવી તેની ઉજવણી કરે છે.
- અનાજ ખળીમાંથી ઘરે લાવવામાં આવે ત્યારે ભકતને બોલાવી દેવી કનસરીની કથા ગાઈને પૂજા કરે છે. તેમાં નાગલી અને ચોખાનાં લોટને બાફીને લાડુ બનાવીને દેવ દેવીને નૈવેધ ચડાવે છે.
- જયારે ખેતરમાં બરાબર પાક ન ઉતરે ત્યારે લોકો એવું માને છે કે કનસરીમાતા રીસાઈ ગઈ છે, તે વર્ષે બાળવાની વિધિ કરે છે.

● એક વાંસની ટોપલીમાં માટી ભરી કુમારીકાઓ પાંચ પ્રકરનું ધાન્ય ડાંગર, ઘઉં, નાગલી, મકાઈ, અડદની વાવણી કરે છે. ઘરનાં એક ખૂણામાં ઢાંકી રાખે છે અને કુમારીકાઓ પાણીનું સિંચન કરે છે. સ્ત્રીઓ રોજ રાત્રે વાવણીનાં ગીતો ગાયે છે.

આના વ નાગર ખેળા વ ભૂઇએ ,
આન વ એળું શેળું ધાનાં,
બાઇ પિરાવ ધાનાં,

**ગુજરાતી ભાવાર્થ**

લાવો રે હળ ખેડો રે જમીન,
લાવો રે જાતજાતનું ધાન્ય,
બહેન વાવો રે ધાન્ય,

● અખાત્રીજનાં દિવસે ખેતરનું કામ બંધ રાખે છે. કુટુંબનો વડીલ માણસ છાણનાં ઉકરડાં પર બેસીને પૂજા કરે છે. સૌ પ્રથમ અગરબત્તી સળગાવીને ધૂપ કરે છે. ત્યારપછી દારૂના ટીપાંથી સત્કારે છે. કુટુંબનો વડીલ માણસ નીચે પ્રમાણેનાં શબ્દ બોલીને ગૌરાઈની પૂજા કરે છે.

આજ ભૂત્યાદેવ, ધરતરી માતા, પાનદેવ, તુલા પૂજજહન
ચાંગલા પાની વરસવી અની ખેતીમાં ચાંગલા પીક દીજો.

**ગુજરાતી ભાવાર્થ**

આજે વંટોળિયાદેવ, ધરતીમાતા, પાણીદેવ તમારું પૂજન કરીએ છીએ .
સારો વરસાદ વરસાવીને ખેતરમાં સારો પાક આપજો .

**પ્રજનન સંબંધી માન્યતાઓ**

કુંકણાઓ એવું માને છે કે શરીર કુદરતી રીતે મળેલું હોવાથી પ્રજનન સંબંધી માન્યતા પવિત્ર છે. છોકરી કુંવારી હોય અને મહીના રહી જાય ત્યારે છોકરીનાં કુંટુંબીજનો બેસીને સમજૂતી કરાવે છે. સમાજના કાનૂન પ્રમાણે સમસ્યાનું સમાધાન કરી નિર્ણય સ્વીકારે છે. કુંટુંબને કલંક લાગે છે એવું માનવામાં આવે છે. છેલ્લે કુંટુંબીજનો કહે છે કે એને કુદરત જ શિક્ષા કરશે. બીજી એક માન્યતા છે કે માસિકનો સમય પુરો થાય પછી પતિપત્ની સાથે મિલન થાય તો ગર્ભ રહે છે.

**ગુઢવિદ્યા (ભગતની વિદ્યા)**

કુંકણા સમાજમાં જીવન પર જન્મ વખતે સુવારણ (દાયણ) અને પછીનાં જીવન પર બીજી કોઈ વ્યકિત ઘેરી અસર કરતી હોય તો તે ભગત છે.

**ભગત**

ભગત એટલે દેવની ભકિત કરનાર. ભગતે (ભકતે) પવિત્ર માર્ગનુ અનુસરણ કરવુ પડે છે. કુંકણાઓમાં ભગત બનવુ એ સામાન્ય વાત નથી. એમાં કડક રીતે નિયમોનુ પાલન કરવાનું હોય છે. દા.ત. ઝેર ઉતારે તે ભગત જમવા બેસે ત્યારે ભુલે ચુકે જો કોઈ એ સાપ કે વિછીંનું નામ લીધું હોય તો તેણે તરત જ ઊઠી જવુ પડે છે. સવારે ઉઠીને નાહી-ધોઈ સૂર્યનારાયણનું દર્શન કરીને માફી માગે છે અને પછી નવા દિવસની શરુઆત કરે છે.

કુંકણા સમાજમાં ભગતી (ભકિત) એ વારસાગત છે, પોતાનાં કુટુંબનાં વ્યકિને જ ભકિત અને ગાવાની કળા શીખવે છે. તંદુરસ્તી અને વ્યવહાર કુશળતા ભગતના બે મુખ્ય ગુણો છે. સમાજને જીતવા માટે શુધ્ધ આચરણ એમનાં જીવનનો પાયો બની જાય છે. લોકો ભગત પર વિશેષ શ્રધ્ધા ધરાવે છે.

આદિવાસી સમાજમાં ભગતો જુદાજુદા નામોથી ઓળખાય છે. દા.ત કાગદી ભગત (કોરા કાગળ પર જોવાવાળો ભગત), દાણાં જોવા વાળો ભગત, માવલીનો ભગત, કનસરીનો ભગત (અન્નદેવીનો ભગત), મેલીવિધિ ડાકણનો ભગત, સાપનું ઝેર ઉતારે તે ભગત, વિછીંનુ ઝેર ઉતારે તે ભગત, વનસ્પતિની દવા આપે તે વણસીનો ભગત.

કાગદી ભગત રોગ અને જે કાંઈ થતું હોય તે કોરા કાગળ પર જુએ છે, તે રીતે પછી દુઃખનું નિવારણ કરે છે. કનસરીનો ભગત (અન્નદેવીનો ભગત) અન્નદેવીની પૂજા કરે છે. ખાસ કરીને નાગલીનાં પાકની કાપણી વખતે તેનું કામ પડે છે. ડાકણનો ભગત ભૂત-પ્રેત, બાધા આદિ સંકટનું નિવારણ કરે છે. લોકોની માન્યતા

પ્રમાણે ડાકણનો ભગત મેલી વિદ્યાનાં વેલને જળમૂળથી ઉખેડી નાખે છે. મેલી વિદ્યા ધરાવતી વ્યકિત બીજાને નુકશાન કરી શકતી નથી. હંમેશાની માટે મેલી વિદ્યા નકામી બની જાય છે. ડાકણનાં ભગતને ડાંગી લોકો એવી શ્રદ્ધાથી માને છે.

આજે વૈદ્યો અને ડૉક્ટરો હોવા છતાં આદિવાસી સમાજમાં મંત્રના ભગતનું સ્થાન અટળ છે, સમાજની એક મહાન શકિત ગણાય છે. દુઃખ પર ઈલાજ તે ભગત જ કરે છે. લગ્નપ્રસંગે ભગતને માન આપીને કંકુના છાંટણાંવાળા કપડાં આપી તેનું સન્માન કરવામાં આવે છે. આમ, કુંકણા સમાજમાં ભગત મહત્વની કામગીરી બજાવે છે.

બીમાર માણસને સાજા કરવા માટેનો મંત્ર
અલક દરે પલક સમદીરની દરબારી કાય ભર
ચકકર તીર ઉટ જુગીન મુટ માર, મેરી નીંબા દરવાજાલા
લાવી દીન દરવાજા, મોળી તોડી તાકી દીન,
ધરતરી પારાબતી મહાદેવની આઈને.

**ભાષાંત્તર**

અલકનો દરીયો પલકનો સમુદ્રી દરબારે શુ ભરે ?
ચક્ર અને તીર જેવી મોટી મુકમાર મારા દરવાજાને દરવાજો બંધ કરી દઈશ,

ધરતી માતા પાર્વતી માળા, મહાદેવની આણ.

**વનસાપર (દેશીદવાનો) મંત્ર**

કાળાદાબ નીળાદાબ હવસી દાબ નવસીદાબ દેવદાબ કુકરુ માંડળ મોગરી દાબ સેળુ પાંડળ ધરતરી કનસરી ગાવતરીની આઈન .

**ભાષાંત્તર**

કાળોદર્ભ લીલોદર્ભ હરખાતો દર્ભ માનતાનો દર્ભ દેવોનો દર્ભ કુકરું માંડળ (દેવસ્થાનો)મોગરી દર્ભ સેળુ પાંડર (અન્ન દેવી ) ધરતીમાતા અન્નદેવી ગાયમાતામી આણ.

**અન્નદેવીનો મંત્ર**

રાજમાતા દેવકનસરા સેંગળ દીપાલા દેવકોઠારીન ગાંવદેવ ઈહમાય બાળુભાનસીન યે દેવકનસરાની બટકી, સાંન્યાકોટ, રુપયાકોટ, પથરીકોટ, સોન્યા ડોલારા સાત બટકી તીલા ઈજન વારા ઘાલ.

**ભાષાંત્તર**

રાજનીમાતા અન્નદેવી સેંગળદીપદેવી સ્થાનમાંઅનાજના ભંડારની દેવી ગાંમદેવ ઈહમાય દેવી બાળુમાનસીનદેવી (રસોડાની દેવીઓ)અન્નદેવીની સખીઓ, સોનાનો ગઢ, રૂપાનો ગઢ, પથ્થરનો ગઢ, સોનાનુ ઝુલણુ

સાત્તસખીઓ, હાથ પંખાથી પવન નાખે.

**ભવાની પૂજાનો મંત્ર**

કાળખાં ભવાની, ટીંબા ભવાની, તુળજા ભોવાની, ગીરજા ભોવાની, સત્તરસીંગી તીનસાર નવક્લક ભવાની

**ભાષાંત્તર**

મહાકાળી ભવાની અંબાભવાની તુળજાભવાની ગીરજાભવાની સપ્તસૃગી ભવાની ત્રણસો સાઠ નવલક ભવાનીની યાચન

**વારસાઈ**

આ સમાજમાં અન્ય સમાજની જેમ જ વારસાઈ કરવાની રીત છે. પિતાની મિલકત એ પોતાના પુત્રોને મળે છે. જેમાં જમીન, ઘર, ઢોર-ઢાંખર, દાગીના વગેરેનો સમાવેશ થાય છે.

આ સમાજમાં જો પિતાનુ કર્જ હોય તો તે પુત્રને ભોગવવું પડે છે. આ સમાજમાં મિલક્ત એ જેટલા પુત્ર હોય એટલા ને સરખે ભાગે વહેંચી વારસાઈ કરી આપે છે. ઘરમાં પુત્ર ન હોય તો છોકરીના નામે મિલકતની વારસાઈ થાય છે. જો છોકરાં ન હોય તો ભાઈના છોકરાંને દત્તક લઈ તેનાં નામે વારસાઈ કરી આપવામાં આવે છે. અન્ય મિલ્કતમાં પણ આ રીતે જ વારસાઈ કરવામાં આવે છે.

સંગીત, વાદ્ય, ઔષધિઓ, સાહિત્ય વારસામાં આપતા નથી, પણ જો કોઈ શીખવા માંગતા હોય તો એ વિદ્યા શીખી શકે છે.

## કરાર, બોલી, કબૂલાત

કુંકણા સમાજમાં ખેતી, ઘર બાંધવાનું, ગામના ઢોર ચારવાનું વગેરે કામોમાં મૌખિક કરાર કરે છે.

## વ્યવસાય

આ સમાજમાં જીવન જરૂરીયાતોની ચીજો બહુ ઓછી હોવાથી તેઓ કરજદાર અને આર્થિક સમસ્યામાં ભીસાતાં હોય છે. પોતાનાં વસાહતની આસપાસ મોટા દુકાનદાર ઉજળિયાતો હોય છે. નાનાં મોટા ખેડૂતો રોકડા નાણાથી ન ખરીદતા જંગલ અથવા ખેતીની પેદાશ આપીને ચીજવસ્તુઓ ખરીદતા હોય છે. ત્યારે પણ બોલી બાંધણી કરવામાં આવે છે.

## ઝગડાની પતાવટ

કુટુંબમાં ઝગડા થાય ત્યારે વડીલ એમનું સમાધાન કરે છે, પણ જયારે કુંટુબના બહારના વ્યકિત સાથે ઝગડો થાય, ત્યારે પંચ બેસાડવામાં આવે છે અને તેની સાથે ઝગડાની પતાવટ મૌખિક કરારથી કરે છે.

**પશુઓને લે-વેચ**

જયારે પશુઓની લે-વેચ કરવામાં આવે છે. ત્યારે મૌખિક કરાર કરીને લઈ જાય છે. પણ આ પશુ થોડા દિવસ પછી ખામીવાળું હોય તો તે પાછા આપી જાય છે. એ પહેલેથી જ મૌખિક કરારમાં કબૂલાત કરવામાં આવે છે.

**બહુપત્નીત્વ**

આ સમાજમાં વ્યકિતનાં લગ્ન કર્યા પછી પતિ-પત્નીને છોકરાં ન થતાં હોય, ત્યારે વારસદાર માટે બીજી પત્ની કરે છે. એમાં પોતાનાં કુંટુબના વડીલોની સંમતિથી બીજા લગ્ન થાય છે. એમાં બંને પત્નીઓને સરખો ભાગ આપવા માટે મૌખિક કરાર કરે છે.

**જમીનની વહેંચણી**

આ સમાજમાં મોટે ભાગે બધા સંયુકત કુટુંબમાં રહે છે, તેથી પિતા જમીનનો માલિક ગણાય છે. પિતા મૃત્યું પામે ત્યારે મોટો પુત્ર માતાપિતાને સંભાળે છે. બધાં ભાઈઓ સાથે રહેવા માંગતા હોય તો સાથે રહે છે અને સાથે ન રહેવા માંગતા હોય તો બધાં ભાઈઓને જમીનની સરખી વહેંચણી કરી આપે છે. છોકરાંની મા છોકરા સાથે રહે તો તેને વધારે જમીન આપે છે. લેખિત કરાર કરીને જમીનની વહેંચણી કરવામાં આવે છે.

**સંતાન**

પતિ પત્નિને છોકરાં ન હોય ત્યારે પોતાના ભાઈના છોકરાંને દત્તક લે છે. તે સમયે કુંટુંબના સભ્યો સાથે મૌખિક કબૂલાત કરવામાં આવે છે કે આજથી આ પુત્ર મારો છે. અમારું પાલનપોષણ કરશે, એવી રીતે મૌખિક કરાર કરે છે.

**કન્યાસાટુ**

આ સમાજમાં કન્યાસાટુ રિવાજ હાલમાં પણ ચાલે છે. તેમાં પોતાના કુટુંબમાંથી છોકરી આપવામાં આવે છે અને તે જ કુંટુંબમાંથી છોકરી પોતાના કુંટુંબમાં લગ્ન કરીને લઈ આવે છે. તે સમયે બન્ને કુટુંબના વડીલો ગામના પંચ સાથે બેસીને કબૂલાત કરે છે કે અમારી છોકરીને સારી રીતે રાખશો. તો તમારી છોકરીને પણ અમે સારી રીતે રાખીશું, એવી રીતે મૌખિક કરાર કરે છે.

**લગ્નપૂર્વે જાતિય સંબંધોનો કરારો**

કુંકણા સમાજમાં ચુસ્ત સમાજ ગણવામાં આવે છે. તેથી પોતાના કુળમાં લગ્ન ન થતાં હોવાથી જાતિય સંબંધ વધારે જોવા નથી મળતા છતાં પણ અમુક ગામમાં જાતિય સંબંધ બાંધે છે. પણ સમય જતા લગ્ન ન કરી શકે એટલા માટે મૌખિક કરાર કરવામાં આવે છે.

**લગ્ન**

આ સમાજમાં લગ્ન કરવામાં આવે છે ત્યારે છોકરીનાં પિતાજીને ત્રણસોને એક રૂપિયો આપે છે. માતાને એક સાડી આપે છે. એ મૌખિક કરારમાં થાય છે અને ગામના પંચને પૈસા આપવામાં આવે છે. ગામના દરેકના ઘરે ચોકલેટ, નાનખાટાઈ, ખાંડની વહેંચણી કરવામાં આવે છે. છેલ્લે પચંની સામે છોકરી અને છોકરા વચ્ચે એવું કબૂલાત કરાવે છે કે છોકરીએ સાસુનું કહેલું માનવું પડશે, ઘરનું કામ કાજ કરવું પડશે, અને સારી રીતે જીવન જીવવું પડશે, આવી રીતે પંચમાં મૌખિક કરાર કરે છે.

**ખંધાડિયા (ઘર જમાઈ)**

ખંધાડિયાની પ્રથા એ લગ્નનો જ એક પ્રકાર છે. આ લગ્નમાં બધો ખર્ચ છોકરીનાં મા-બાપ કરે છે. છોકરીનાં ઘરે પંચ સામે છોકરાને બેસાડીને કબૂલાત કરાવે છે કે છોકરીનાં ઘરે રેહવું પડશે. છોકરીનાં મા-બાપનું કહેલું માનવું પડશે. ગામનું પંચ બેસીને મૌખિક કરાર કરે છે.

**પાણી વાપરવાના કરાર**

આ સમાજમાં જો કોઈ એક કુટુંબમાં બધાં સાથે મળી કૂવાનું ખોદકામ કર્યુ હોય ત્યારે કૂવાનાં પાણીનો વપરાશ સરખે ભાગે કરે છે. એવી રીતે મૌખિક કરાર કરવામાં આવે છે. અને સાજુંપાડા, શિગાણાં વગેરે ગામમાં ચોમાસાંની ઋતુના જ પાણીનો ઉપયોગ કરે છે. દરેક કુટુંબમાં સરકાર તરફથી ટાંકી બાંધી આપવામાં આવી છે. છતાં પણ પૂરતું પાણી મળી શકતું નથી.

## સમાજનો પંચકાનૂન

કુંકણા સમાજમાં ગામની સામાજિક, વ્યવહારીક અને ધાર્મિક સત્તા મુખીના હાથમાં હોય છે. મુખીને પાટીલ કહેવામાં આવે છે. પાટીલ થવાની પ્રથા પેઢી દર પેઢીએથી ચાલતી આવી છે. તે ગામનો સારો માણસ ગણાય છે. ગામમાં દરેક સુઃખ દુઃખનાં પ્રસંગે હાજરી આપે છે. ગામ લોકો એના નિર્ણયને માનભેર સ્વીકારે છે.

પાટીલનાં હાથ નીચે અમુક પ્રસંગોના નિર્ણયો લેવાય છે. જેમ કે લગ્ન પ્રસંગે વાંસ વાળવાનો હક્ક એ પાટીલનો હોય છે. એમાંથી જે પૈસા મળે તે ગામલોકોના ફાળામાં જાય છે. એમાં પટેલનો ભાગ પણ અલગ હોય છે.

ગામમાં બનતા અણબનાવો, ઝગડાઓ, મારા મારી, લુટફાટ, જમીનના ઝઘડા, પતિ-પત્નિના ઝઘડા, મિલ્કતના ઝઘડા વગેરે સમસ્યાઓનું સમાધાન એ ગામના પંચ સાથે બેસીને કરી લેતા હોય છે. તેઓ કોર્ટ કચેરી કે પોલીસ સ્ટેશને જવાનું ટાળતા હોય છે.

જમીનની બાબતમાં બે પુત્રોને જમીનની વહેંચણી કરવાની હોય ત્યારે બધા પુત્રને સરખી જમીન આપે છે. પરંતુ જે પુત્ર માબાપને રાખે પાલનપોષણ કરે, એને વધારે જમીન આપે છે.

આમ, આ સમાજમાં ચોરી કે આબરું લુટવાના બનાવ બને તો એને દંડ તેમજ ગામની જાહેર સભામાં બાંધી ને ગામના લોકો માર મારે છે.

આમ, કુંકણા સમાજના કાનુની વ્યવસ્થાના નિયમો કડક છે.

## સમાજની ભાષા

આ સમાજની ભાષા કોંકણી છે. આ ભાષા ગુજરાતમાં ડાંગ, વલસાડ, નવસારી, ચીખલી વિસ્તારમાં બોલાય છે. તેમજ મહારાષ્ટ્રમાં નંદુરબાર, નાસિક, ધુલિયા વિસ્તારમાં કુંકણા બોલી ભાષા છે. તેમજ કેન્દ્રસાશિત પ્રદેશ દાદરા નગર હવેલી પ્રદેશમાં પણ કુંકણા સમાજ વસે છે. ત્યાં કુંકણા ભાષા બોલાય છે. તે ભાષાને કુંકણા, કોંકણી, કુનબી ભાષા તરીકે ઓળખાય છે.

આ સમાજની વસ્તી ખાસ કરી. ગુજરાત, મહારાષ્ટ્ર બે રાજયમાં જોવા મળે છે. કોંકણી ભાષા ઉપર ગુજરાતી ભાષા અને મહારાષ્ટ્રની મરાઠી ભાષાનો પ્રભાવ એમની ભાષા ઉપર જોવા મળે છે.

આ ભાષા બધા વિસ્તારમાં એક સરખી જોવા મળતી નથી. અન્ય ભાષાઓનો પ્રભાવ કોંકણી ભાષા ઉપર પડેલ જોવા મળે છે. આ ભાષાનુ શુધ્ધ સ્વરૂપ હાલના ડાંગ જિલ્લાના વઘઈ, ગાઢવી, જામલાપાડા વગેરે વિસ્તારમાં શુધ્ધ સ્વરૂપે બોલાય છે. પીપલદહાડ, ચીંચલી, મોરઝીરા વિસ્તારમાં કોંકણી ભાષા ઉપર મરાઠી ભાષાની અસર જોવા મળે છે. વલસાડ જિલ્લામાં બોલાતી કુંકણા ભાષા ઉપર ગુજરાતીનો પ્રભાવ જોવા મળે છે.

કુંકણા ભાષા એ ગુજરાતી, મરાઠી, સંસ્કૃત ભાષાઓનાં સંમિશ્રણથી બની છે. ગુજરાતી ભાષાનાં શબ્દો પલંગ, ઘર વગેરે એમની ભાષામાં પણ વપરાય છે. મરાઠી ભાષાના ઘરાચા(ઘરનું), ઘાઘર(માટલું), ચાંગલા(સારું) શબ્દ વપરાય છે. સંસ્કૃત ભાષાના એકદા (એકવાર) જેવા શબ્દ કુંકણા ભાષામાં વપરાય છે. કુંકણા ભાષામાં લય અને લહેકો જોવા મળે છે. કુંકણા ભાષામાં ભીલ, કુણબી અને વારલીઓના શબ્દો

ઉચ્ચારણની રીત અને લહેકા દરેક વિસ્તારમાં જુદા જુદા જોવા છે.

**હુન્નર કલા (આવડત)**

કુંકણા સમાજની પોતાની આગવી કળા છે. ખેતી કરવાની પણ આવડત છે.

**સંગીત**

કુંકણા સમાજમાં ખેતી સાથેના તહેવારો અને ઉત્સવો આવે ત્યારે સંગીતના વાજિંત્રો વગાડીને નાચ - ગાન કરીને આનંદ મેળવે છે. ચોમાસાની ઋતુંમાં ઠાકર્યાનૃત્ય નાચે છે. તેમાં વાવણી ગીતો દેવદેવીઓનાં નામનાં ગીતો અને વરસાદ આવે તેનાં ગીતો ગાવામાં આવે છે.

- નૃત્ય

કુદરતનાં ખોળે રહેતા કુંકણાઓના અંગે અંગમાં નૃત્ય સમાયેલું છે. લોકનૃત્યો હાલમાં પણ કરે છે. હવે આધુનિક સાધનો આવ્યા હોવાથી ઘણા પ્રકારનાં નૃત્યો જોવા મળે છે. તારપાનૃત્ય, ઠાકર્યાનૃત્ય, માદળનૃત્ય, ઘોડાનૃત્ય, કાહાળ્યાનૃત્ય એ પરંપરાગત નૃત્યો છે. તેમાં ઠાકર્યાનૃત્ય માત્ર પુરૂષ જ કરે છે. અને કાહાળ્યાનૃત્ય લગ્નના રાત્રિના સમયે સ્ત્રી પુરૂષો એકબીજાની કમરમાં હાથ પકડીને નાચે છે.

- **નાટય**

આ સમાજમાં નાટક મંડળી, તમાસા મંડળી નજીકના ચાર પાંચ ગામના વ્યકિતઓ મળીને નાટકો

કરે છે. તેમાં પોતાનાં સમાજનાં રીત રિવાજોનો ઉલ્લેખ કરવામાં આવે છે. માદળનાં નાટકો અને તમાસાનાં નાટકો લગ્ન પ્રસંગે તેમજ કોઈ પણ ઉત્સવ વખતે ભજવાય છે.

- **શિલ્પ**

કુંકણા સમાજમાં મોટા ભાગે પથ્થરમાંથી ખલ, ઉખળ, ઘંટી, મૂર્તિ વગરે બનાવવાની આવડત છે. તેઓ જરુરી વસ્તુઓ જાતે બનાવી લે છે.

**કસબ, હુન્નર**

કુંકણા સમાજમાં જીવન જરૂરિયાતની વસ્તુંઓ જાતે બનાવે છે. તેથી વધારાનો ખર્ચ બચે છે.

- **કાષ્ઠકામ (લાકડાનું કામ )**

લાકડામાંથી ઘર બનાવે, બારી, બારણાં, વાસણ મૂકવા માટેનો કબાટ, બેસવા માટે બાકડો, પાટલો, પાટલી, ખાટલો, ખેતીના સાધનો જેવાં સાધનો બનાવવાની આવડત તેમનામાં છે.

- **માટીકામ**

આ સમાજમાં માટીમાંથી પણ ઘરવપરાશ માટેની વસ્તુઓ જેવી કે દાણાં મૂકવાની કોઠી (બોદડી), ઘંટીનો થાળ, ઓટલા, ઓટલી, ઘર લીંપણ, ભીત લીંપણ જેવી માટીકામની આવડત પણ તેમનામાં છે.

● **વાંસકામ**

કુંકણા સમાજનો ડુંગરાળ વિસ્તાર આવેલો હોવાથી ત્યાં વધારે વાંસ છે. તેમાંથી ઘણી વસ્તુઓ બનાવવામાં આવે છે. જેવી કે ટોપલા, ટોપલી, સૂપડા, (સૂપ) સૂપડી, મોટી કોઠી(મોઠા ઝીલા), નાની કોઠી(બારીક ઝીલી), સાદડી, માછલા પકડવાનો ઝોરો, સંગીતના સાધનો જેવા કે વાંસળી, પીહી, પીહો વગરે ખેતરમાં વાવણી કરવા માટે વાંસની સળીઓ, છત્રી (ઘોંગળું), બળદના મોઢાને બાંધવાનું ગોળવું (ગળવી) ઘરની ભીતો વગેરે બનાવવાની આવડત છે.

● **રેસાકામ**

શણના રેસામાંથી દોરી, દોરડું વગેરે બનાવે છે.

## પશુ પંખી વિશેનો દષ્ટિકોણ

કુંકણા સમાજનાં લોકો વર્ષોથી જંગલમાં વસવાટ કરે છે. આ સમાજમાં પશુ પક્ષીઓની વિશિષ્ટ માન્યતાઓ જોવા મળે છે. જે નીચે પ્રમાણે છે.

**૧. બિલાડી**

કોઈ માણસ અગત્યનાં કામ માટે જતો હોય અને આગળથી બીલાડી નીકળી જાય કે રસ્તો પસાર કરે તો આપણુ કામ બનતુ નથી. એવી માન્યતા જોવા મળે છે.

૨. કૂતરો

ગામમાં માણસ મરવાનું હોય ત્યારે કૂતરો રડે છે. એવી માન્યતા કુંકણા સમાજમાં છે.

નોળિયો

લગ્ન જોડવા માટે જતા હોય અને તે સમયે રસ્તામાં નોળિયો જોવા મળે તો તે કામ સફળ થાય છે. જેથી લોકો મનમાં એવું માની લે છે કે આ લગન નક્કી થઈ જશે .

પક્ષીઓ

૧. ટીટોડી

આ પક્ષીની માન્યતા એવી છે કે જો ટીટોડી ચાર ઈંડા મુકે તો ચાર માસ વરસાદ પડે છે અને ત્રણ ઈંડા મૂકે તો ત્રણ માસ વરસાદ પડશે. જો ઈંડા ઊભા મૂકે તો વરસાદ સારો પડે છે. જો ઈંડા ત્રાસા મૂકે તો વરસાદ ઓછો  પડે છે. એવી માન્યતા કુંકણા સમાજમાં છે.

૨. મોર

આ પક્ષી જયારે ટહુકા કરે ત્યારે વરસાદનું આગમન ટૂંકા ગાળામાં થશે. એવી માન્યતા આ લોકોમાં જોવા મળે છે.

૩. કોયલ

આ પક્ષી જો પહેલાં બોલે તો પણ સારા વરસાદની આગાહી જોવા મળે છે.

આમ અન્ય પક્ષીઓની પણ આ રીતની માન્યતા જોવા મળે છે. જેમ કે સમડી, દેવ ચકલી, ચાટુ પોકળ , ડોળ કોરડી.

**અંધશ્રદ્ધા**

આ સમાજમાં મધ વિશે એવી માન્યતા છે કે જે ઘરમાં મધ બેસે તે ઘરમાં કોઈ પણ એક વ્યક્તિ મરણ પામે છે. આજ પ્રમાણે જ્યારે ઘરની ઉપર સાંજે ફ્રૂડો બેસીને બોલે ત્યારે પણ આજ પ્રકારની માન્યતા છે. બે બિલાડી રાતે ઝઘડો કરે તો બે ડાકણ ઝઘડાય છે એવી માન્યતા છે. જયારે ભેંસ રાત્રે આમ તેમ ફરે તો ડાકણ ફરે એવી માન્યતા છે.

**વિશિષ્ટ માન્યતાઓ**

વાદળાઓને જોઈને વરસાદની આગાહી જાણી શકે છે. તેમજ કઈ દિશામાંથી વરસાદ આવશે અને કઈ દિશામાંથી વાવાઝોડુ ફૂંકાશે એ પણ વાતાવરણને જોઈને જાણી શકે છે. રૂ જેવા વાદળો દેખાય તો વરસાદ થશે એવી માન્યતા છે.

આંબા ઉપર વધારે મૉર આવે તો તે વર્ષે ઓછો વરસાદ પડશે, એવી માન્યતા છે. આકાશમાં સૂર્યોદય સમયે ઈન્દ્રધનુષ પડે તો કાકડીનો વેલો હલાવવાથી વધારે કાકડી લાગે છે.

## વનસ્પતિ જગત (પ્રાકૃતિક તત્વો વિશેની દૃષ્ટિ)

કુંકણા સમાજનાં લોકો વનસ્પતિને ખૂબ જ મહત્વ આપે છે. વાર-તહેવારે તેનું પૂજન કરે છે. ગામદેવનું સ્થાનક હળદરવાનાં ઝાડ નીચે હોય છે. હળદરવો વૃક્ષ પવિત્ર હોવાથી દેવનું સ્નાથક તેની નીચે રાખે છે. હોળીનું સ્થાનક હોય ત્યાં સાગની સોટી રોપીને તોરણ બાંધે છે. તેમાં ઝાડની પણ પૂજા થાય છે. નાગ પાંચમ વખતે સાગની ડાળખી નાગલીનાં ખેતરમાં રોપે છે. ઉંબરો પવિત્ર હોવાથી લગ્ન વખતે તેને પૂંજવામાં આવે છે. ઉંબરાના ડાળખાં અને જાબુડાના ડાળખાં પવિત્ર હોવાથી લગ્નમંડપ ઉપર નાખે છે. ઉંબરાને ફૂલ ન આવે, સીધા જ ફળ આવે છે. એટલે મહાદેવનું પ્રતીક ગણીને તેની પૂજા કરે છે. લગ્ન વખતે સાગની થાંભલી રોપીને મંડપની પૂજા કરે છે. છે. ઔષધિય વનસ્પતિ સાથે સારો વ્યવહાર રાખે છે. વનસ્પતિ પાસે જઈને દેવદેવીના નામ લઈ પછી તેને તોડીને ઉપયોગમાં લે છે. અમુક વૃક્ષો ઔષધિય હોવાથી ઋષિમુનીઓ પહેલાંનાં સમયમાં ઉપયોગ કરતા હતા. તેથી તેમનું આયુષ્ય લાંબુ હતું. ઔષધિય વનસ્પતિ હોય ત્યાં કોઈ ઝાડ ન કાપે. પથ્થરને સિંદુરનો ચાંદલો કરીને તે ઝાડ નીચે મૂકે છે. તે વૃક્ષને ભગત સિવાય કોઈ વ્યકિત પાન પણ ન તોડી શકે. સ્ત્રીઓ દૂરથી નીકળી જાય છે. તે ઝાડ વરસો જૂનું હોય છે. બિમાર માણસો તે ઝાડની દવાથી સારા થઈ જાય છે. ભગત માનતામાં જે કંઈ માનેલું હોય તે થડની નીચે નાળિયેર ચડાવીને મરઘાંનો ભોગ ચડાવે છે.

**આંબોઃ**

આંબાના કુમળા પાન ખાવાથી મોઢાંમા નાની ફોલ્લીઓ દૂર થાય છે.

**આંબળા (આવળા):**

આબળા ખાવાથી મોંઢું ચોખ્ખું થાય અને તેજ આવે છે.

**એરંડા (દિવેલી એરડાં):**

ગુમળા થાય ત્યારે એરંડાના મૂળ ઘસી, એરંડાના બીજ વાટીને ગરમ કરી લેપ લગાવવાથી મટી જાય છે. એરંડાના પાનને તેલ લગાવી ગરમ કરીને શરીરનો ભાગ દુ:ખે ત્યાં પાનનો લેપ આપવો.

**ખેર (ખીર):**

ખેરની છાલ વાટીને પીવાથી માસિક વખતનો દુ:ખાવો બંધ થઈ જાય છે.

**લીમડો (લીંબડ):**

લીમડાને રામબાણ તરીકે ઓળખે છે. એટલે આખા શરીર માટે લીમડો ઉપયોગમાં આવે છે.

**મેઘની (આકાશ) પૂજા અને માન્યતા**

કુંકણા સમાજમાં વરસાદ ન આવે તો આખા ગામનાં લોકો એક દિવસે ઊજવણી કરવા માટે પોતપોતાના ખેતરમાં જઈને રાંધીને મેઘરાજાની આરાધના કરીને એની પૂજાવિધિ કરે છે. બધા કુટુંબીજનો ભેગા મળીને ખાઈ -પીને ગીતો ગાય નાચી કૂદીને મેઘરાજાને મનાવે છે. આ રીતે તેની ઊજવણી કરવામાં આવે છે. મેઘરાજા વિશે એવી માન્યતા છે કે મેઘરાજા રિસાઈ જાય છે ત્યારે વરસાદ ઓછો પડે છે. એટલે તેની પૂજા કરવામાં આવે છે.

**ધરતી સાથેનો પોતાનો સંબંધ અને અને માન્યતા**

આ સમાજમાં ધરતીમાતાને માતા તરીકે ગણે છે. દરેક વાર તહેવારે તેનું પૂજન કરે છે. દારૂ પીતી વખતે ધરતીને સત્કારવા દારુની ધાર નાખીને પછી જ લોકો દારૂ પીએ છે. આ ધરતી પર વાવણી કરવા માટે કુંકણા સમાજને પહેલો આદેશ આપ્યો હતો. તેથી આ સમાજમાં એવી માન્યતા છે કે કોંકણીના હાથથી ખેતરમાં વાવણી કરવામાં આવે તો  તે વર્ષે વધારે પાક નીકળે છે.

**ડુંગરો, નદીઓ સાથે જોડાયેલી માન્યતા**

આ સમાજમાં ડુંગર અને નદીને દેવ-દેવી માનીને પૂજા કરે છે. ભગતની જોડે પૂજાવિધિ કરાવે છે. ગામના નજીક ડુંગર હોય તો તેના પર ગામના લોકો  પૂજા કરે છે. દરેક ડુંગર પર દેવદેવીનો નિવાસ હોય

છે. નદીને પવિત્ર માને છે.

### કુટુંબના અને સગપણના સંબધો અને તેનું મહત્વ

કુંકણા સમાજમાં કૌટુંબિક વ્યવસ્થા મોટા ભાગે સંયુકત પરિવારમાં જોવા મળે છે. આ સમાજમાં સામાજિક અને કૌટુંબિક સંબંધનો વિકાસ સારો જોવા મળે છે. ઘરમાં દાદો મુખી તરીકે ગણાય છે અને દાદા હયાત ન હોય ત્યારે એમના મોટા પુત્ર સંભાળે છે. પુત્ર જે કમાણી કરી લાવે તેનો વ્યવહાર માતા કે તેની પત્ની ક્રે છે. સામાજિક પ્રસંગ હોય ત્યારે સમાજમાં માતાને વધારે માન આપે છે. સંબંધોમાં તેનું વિશેષ મહત્વ હોય છે. માતાને પણ કુટુંબનું ભરણપોષણ કરવા માટે મહત્વનું યોગદાન આપવું પડે છે.

પિતાનું મૃત્યુ થાય ત્યારે મરણ સમયે ચિત્તાને આગ આપવાની જવાબદારી મોટા પુત્રની હોય છે. જેમ પુત્રને દરજજો આપવામાં આવે છે. એવી જ રીતે ઘર જમાઈને પણ દરજજો આપવામાં આવે છે. ઘરજમાઈને પુત્રની જેમ જ રાખવામાં આવે છે પણ માલ મિલકત તેમના પત્નીનાં નામે કરે છે.

સમાજમાં લગ્ન નકકી કરવા માટે કાકાની સંમતિ લેવી જરૂરી બને છે. કાકા પીઠી વખતે પાટલા પર કન્યા કે વરને બેસાડવાનું કામ કરે છે, આથી મામા કરતાં કાકાનું સ્થાન ઊંચુ ગણાય છે.

સમાજમાં જેટલું પુત્રને માન અપાય છે, તેટલું જ માન પુત્રીને પણ અપાય છે. પહેલાં માતા-પિતા તેમજ કુટુંબનાં વડીલ વ્યકિત દ્વારા જીવન સાથીની પસંદગી કરવામાં આવતી હતી. પરંતુ હવે દસ-પંદર વર્ષથી બધું બદલાય ગયું છે. હાલમાં છોકરા-છોકરી પોતે જ પસંદગી કરીને જીવનસાથીની પસંદગી કરે

છે.

## મૈત્રી અને દુશ્મની

કુંકણા સમાજનાં લોકો શાંત સ્વભાવના હોય છે. વધારે ઝઘડા કરતા નથી. આર્થિક રીતે તેઓ ગરીબ છે. સમાજનાં લોકો દુનિયાનાં કોઈ પણ ખૂણામાં રહેતા હોય તેમને ધાર્મિક, સામાજિક, લગ્ન પ્રસંગે બોલાવવામાં આવે છે. સમાજનાં લોકોને મિત્ર તરીકે ગણે છે. સમાજમાં કુટુંબના વડીલ વ્યકિતને માન સન્માન મળે છે. સારા કુટુંબ તરીકે વખાણ થતા હોય તેવા કુટુંબોને મિત્ર ગણે છે.

પોતાનાં સમાજમાં ખરાબ કામ કરે, મારઝુડ, ખૂન ખરાબા કરે, પોતાનાં સમાજને માન સન્માન ન આપે, કુટુંબને કલંક હોય એવા કુટુંબને લોકો ધિકકારે છે. તેવા લોકોને દુશ્મન ગણે છે.

## કોને પારકું ગણે.

પોતાનાં કૂળથી અલગ કૂળના હોય તેમને પારકા ગણે છે. તેમજ બીજી જાતિનાં સમાજને પારકા ગણે છે.

## ભૌગોલિક

આ સમાજમાં પોત-પોતાની જમીનની વહેંચણી કરેલી છે. જેથી પોતાના ખેતરમાં જેટલી જમીન આવતી હોય તેટલો વિસ્તાર પોતાનો ગણે છે અને બીજાના ખેતરની જમીન પારકી ગણે છે.

## વિશ્વનાં તત્વોની જીવન પર અસર વિશે માન્યતા

કુંકણા સમાજનાં લોકો પ્રાચીન કાળથી જંગલ અને પહાડી વિસ્તારમાં રહેતાં હોવાથી પ્રકૃતિને પોતાનાં દેવ માને છે. તેઓ પ્રાકૃતિક ધર્મમાં માને છે.

કુંકણાઓ મુખ્યત્વે પ્રકૃતિ ધર્મમાં માનતા હોવાથી એને જે દેખાય છે તે જ સત્ય છે.

## સૂર્ય

સૂર્યએ દેખાતો દેવ છે. આથી કુંકણાઓ પ્રાચીનકાળથી પૂજા કરે છે. કુંકણા સમાજ એવું માને છે કે સૂર્ય દ્વારા બધા જ જીવોને પ્રકાશ, ગરમી અને પોષક તત્ત્વો મળે છે. જેમ કે ઝાડ, છોડ, અનાજ, માણસ, પ્રાણીઓ અને દરેક જીવોને પૂરતું પોષણ મળી રહે છે. તે ઉપરાંત સૂર્યની ગરમી સૌથી વધારે હોવાથી તેની નજીક કોઈ પણ તત્ત્વ જોઈ શકતું નથી. જો ભૂલથી તેના પર જાય તો તે ભસ્મ થઈ જાય છે. આ સત્ય હોવાથી કુંકણાઓ સૂર્ય દેવની પૂજા કરે છે.

કુંકણાઓ સૂર્ય, ચંદ્ર, નાગદેવ, વાઘદેવની પૂજા વાઘબારસનાં દિવસે કરે છે. સૂર્યદેવની પૂજા કરવા માટે ચોખ્ખું પાણી, દિવો, ચોખા તેમજ તેલની જરૂર પડે છે. ચોમાસા દરમ્યાન વરસાદનું પ્રમાણ વધી જાય અને નુકશાન કરે, એવું બને ત્યારે બધા જ લોકો સૂર્યદેવને વિનંતી કરે છે. વધારે પડતા વરસાદને રોકવા માટે સૂર્યદેવને વિનંતી કરે છે.

કુંકણાઓ પરંપરાગત રીતે દરેક કુટુંબમાંથી જે મોટો માણસ (વડીલ) હોય તે જ દેવોની પૂજા કરે છે. વડીલ

પોતાના કુટુંબ, ઘર, ઢોરની સલામતી માટે તેની પૂજા કરે છે. તેની માલ મિલકતની સુરક્ષા માટે તેની પૂજા કરે છે. સૂર્યની પૂજા કરવા સવારે સ્નાન કરીને ચોખ્ખું પાણી લઈને સૂર્યને ચઢાવે છે. ગુલાબ કે ટગરીના ફૂલો મુકે છે.

સૂર્યને બરકત આપવા વાળો દેવ માને છે. કારણ કે તે આપણને અજવાળું આપે છે. આ સત્યનાં કારણે કુંકણા સમાજ બધા લોકો સૂર્યને દેવ ગણે છે. સૂર્યદેવ એ ખુબ જ ક્રોધ વાળા દેવ છે. આથી તેના ભયથી લોકો તેની પૂજા કરે છે.

**ચંદ્ર**

ચંદ્રદેવને કુંકણા સમાજ શીતળતાનો દેવ ગણે છે. રાત્રે ચંદ્રના પ્રકાશથી દરેક પ્રાણીઓને જીવોને પોતાનો ખોરાક પણ સારી રીતે મળી જાય છે. કુંકણા લોકો મુખ્યત્વે જંગલોમાં વસવાટ કરતા હોવાથી જંગલસંપતિનો પૂર્ણ ઉપયોગ કરે છે. કોઈ પણ પ્રકારની બીમારી હોય તો પણ દવાખાને જવાને બદલે જંગલમાંથી જ ઔષધિઓ મેળવી લે છે. આ ઔષધિઓ જંગલમાંથી સંપૂર્ણ પણે મળી રહે છે. કુંકણાંઓનું માનવું છે કે ચંદ્રના પ્રકાશથી ઔષધિઓના જે મૂળ તત્ત્વો હોય છે. તે તત્ત્વો ખીલી ઉઠે છે. તે તત્ત્વો સાચા અર્થમાં કામ કરતા થાય છે. જેથી કોઈ પણ બિમારી મટાડી શકે છે. આ બધું ચંદ્રના પ્રકાશને કારણે જ ગણે છે અને પૂજા કરે છે. કેટલાક એવું પણ કહે છે કે ચંદ્રએ સૂર્યનો જ બીજો ભાઈ છે. પરંતુ સૂર્ય કરતાં એ શાંત સ્વભાવનો છે. અમાવસ પછી બીજી રાત્રે ચંદ્ર દેખાય ત્યારે લોકો ખુશ થઈને કહે છે કે અંધકારનો નાશ કરનાર જન્મ્યો છે. એટલે

કે કોઈ પણ પ્રકારની સમસ્યા મુશ્કેલી કે બીમારી દૂર કરવા માટે દુનિયામાં પ્રકાશ ફેલાવી રહયો છે.

ચંદ્રની પૂજા વાઘબારસનાં દિવસે સૂર્ય, નાગદેવ અને વાઘદેવ સાથે જ કરવામાં આવે છે. જેની પૂજા વખતે ચોખાની અને તેલની જરૂર પડે છે.

**તારા**

આકાશમાં પૂંછડીયો તારો દેખાય છે. તે માનવજીવન પર હાનિકારક અસર કરે છે. લોકોને બિમારી ફેલાવે છે. લોકોમાં અશાંતિ રહે છે. આ તારો સૂર્યની પ્રદક્ષિણા કરવાથી નજીક આવે ત્યારે સૂર્યની ગરમીથી એનો વાયુ ઓગળે છે. તે વાયુ નીચે ફેલાય જાય છે. જેથી લાકોને અસર કરે છે. તે આપો-આપ પછી જતા રહે છે. તેવી જ રીતે ધુમકેતુ તારો નીચે ધુમ્મસ ફેલાવે છે. ધુમાડાં જેવું વાતાવરણ ફેલાય છે. ચાર તારાઓ દેખાય તેને ખાટલો કહેવાય. મહારપૂજા, ઢોગાંતારો, હરણનાં તારો, હોલીનાં તારો અને પછીનો તારો દેખાય તેને શુક્ર તારો કહેવામાં આવે છે. આ શુક્રતારો દેખાય ત્યારે આપણું કોઈ પણ કામ હોય તે સફળ થાય છે.

**આકાશ**

ચેમાસાની ઋતુમાં આકાશગંગા જોવા મળે છે. તે અજવાળા આપતો એક જ પટ્ટો દેખાય છે. તે રંગેબેરંગી દેખાય. તેને દેવનું ધનુષબાણ તેમજ આકાશજીવ કહેવાય છે. સ્વર્ગની વાટ દેખાય છે એવું માનવામાં આવે છે. જયારે સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ થાય ત્યારે જે સ્ત્રી સગર્ભાઅવસ્થામાં હોય તે દેખી ન શકે. કેમ કે જો સૂર્યનું ગ્રહણ થાય ત્યારે સૂર્યનાં ત્રાસા આકાર દેખાય એટલે એનું બાળકનું

શરીરનું આકાર ત્રાસું આવશે, એવું માનવામાં આવે છે.

**અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ આવચતાની ધારણા**

કુંકણા સમાજ અન્ય સમાજ કરતાં પોતાની જાતિને ઉચ્ચ ગણે છે. બધાની સાથે સામાજીક વ્યવહાર અને ધાર્મિક વ્યવહારમાં જોડાઈ શકે છે, પણ ખાન-પાન અને બેટી વ્યવહારમાં તે કોટવાળિયા જાતિ તેમજ ભીલ લોકો સાથે વ્યવહાર રાખતા નથી. લગ્નપ્રસંગ હોય તેમજ ધાર્મિકપ્રસંગ હોય તેમાં જોડાયને ભાગ લે છે. તેમનામાં સામૂહિક ભાવના છે. જન્મ, લગ્ન અને મરણના પ્રસંગે અન્ય જાતિ સાથે વ્યવહાર રાખે છે. લગ્નની બાબતમાં ઊંચ-નીચના ભેદભાવ માને છે. પોતાની જાતિમાં જ લગ્ન કરે છે. અન્ય જાતિમાં પ્રેમ લગ્ન કરે છે અને સમાજમાં સમાધાન થઈ જાય છે. કોંકણાં જાતિ કોંકણ પટ્ટીમાંથી આવી છે, તેથી કુંકણાં જાતિનાં લોકો ભીલો કરતાં ઘણાં દેખાવડા અને ઉજળા હોય છે. તેઓ શરીરે પાતળાં છતાં સશક્ત હોય છે. આ જાતિઓ ભીલો કરતાં કુંકણા વધારે સંસ્કારશીલ છે. આ જાતિ કડક રીતે નિયમોનું પાલન કરે છે. તેઓ ખાસ કરીને સૂર્ય પૂજક છે. પહેરવેશની બાબતમાં આ જાતિ વધારે શોખીન છે. ભીલ કરતાં કુંકણા કુનબી જાતિની પ્રજા મહેનતું અને હોશિયાર છે. જાતમહેનત અને સખત પરિશ્રમને કારણે આ જાતિનાં લોકો ખાધે-પીધે સુખી છે, તેથી કુંકણા જાતિની પ્રજામાં રૂપ અને સૌદર્ય જોવા મળે છે. તેથી તે પોતાને ઉચ્ચ માને છે. ડાંગમાં ભીલ જાતિના લોકો શ્યામવર્ણના હોવાથી તેમને નીચી જાતિ તરીકે ઓળખે છે.

ડાંગમાં કુનબી તે જ  કુંકણા એમ ઘણાં લોકો માને છે. કુંકણા એ કુનબીથી ઉતરતી જાતિના હતા અને પછી સમય જતાં કુંકણાં અને કુનબી વચ્ચેનો જાતિભેદ દૂર થઈ ગયો છે. કુંકણાં એ કુનબી જાતિનું બીજુ નામ છે, એવી માન્યતા પ્રચલિત થઈ ગઈ છે. તેથી ડાંગ જિલ્લામાં કુંકણાં જાતિ પ્રગતિમાં મોખરે છે.

ડાંગ જિલ્લામાં કોટવાળિયા જાતિના લોકો રહે છે. તેઓ ટોપલાં અને સૂપડાં વાંસમાંથી બનાવેલી વસ્તુઓ વેચીને પોતાનું ગુજરાન ચલાવે છે. આપણે અડીએ તો અભડાય એવી સામાન્ય બાબતથી પીડાયેલી આ જાતિ હંમેશા બહુજન સમાજથી દૂર રહેતી આવી છે.

## પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના

આ ધરતી પર કેટલીક જગ્યાઓ પવિત્ર ગણાય છે અને કેટલીક જગ્યા અપવિત્ર ગણાય છે. ઘરમાં ચૂલો, ઘર બાંધવાની જગ્યા, ઉખળ, સાંબેલું ગમાણ જેવી જગ્યાઓ પવિત્ર ગણાય છે. કૂવો ખોદવા, મકાન બનાવા જગ્યા પસંદગી કરવા માટે ભગતને બોલાવે  છે. સામાન્ય માણસ તેની પરખ કરી શકતો નથી. સ્મશાનની જગ્યા પણ પવિત્ર ગણવામાં આવે છે.

સ્ત્રીઓ માસિક સમયમાં અને મેલીવિદ્યા શીખેલી હોય તેને અપવિત્ર ગણવામાં આવે છે. પુરુષ કે સ્ત્રી ચોખ્ખી વિદ્યા શીખેલા હોય તે પવિત્ર ગણવામાં આવે છે.

બાળક, વનસ્પતિ,  કુદરતી તત્વો ને પવિત્ર ગણાય છે.

કુંકણા સમાજ કોટવાળિયા અને નાયક સમાજ ને અપવિત્ર ગણે છે. કારણ કે તેઓ ગાયનું માંસ, માછલા વગેરે ખાય છે. હાલમાં સુધરી ગયા છે. કુંકણા સમાજ પોતાને પવિત્ર માને છે. કેમ કે ભગવાને ખેતરમાં વાવણી કરવાનો આદેશ આપ્યો છે. નંદુરબાર જિલ્લામાં વસતા આદિવાસીઓ એવું માને છે કે ખેતરમાં વાવણી કોંકણીના હાથથી કરવામાં આવે તો ખેતરમાં અનાજ વધારે પાકે છે.

પ્રાણીઓમાં ગાય અને કૂતરાને પવિત્ર માને છે. કૂતરાને દેવ ગણવામાં આવે છે. કારણ કે તે પવિત્ર અપવિત્ર સંદેશો આપે છે. સ્ત્રીની પ્રસુતિ થાય એ ભાગને અપવિત્ર ગણાય છે. દાયણ લીંપીને તે જગ્યાને પવિત્ર કરે છે.

કુંકણા સમાજમાં દારૂને પવિત્ર ગણવામાં આવે છે. કારણ કે પ્રસૂતિનાં સમયે કામ પૂર્ણ થયા પછી દાયણ હાથને પવિત્ર કરવા માટે દારૂથી હાથ ધૂએ છે. દેવ દેવીને પૂજન કરવા માટે દારૂનો ઉપયોગ કરે છે. તેથી પવિત્ર માનવામાં છે.

રોગ, ડાકણને અપવિત્ર ગણે છે. ભૂત-પ્રેતમાં ચોખ્ખો ભૂતને પવિત્ર ગણે છે. મેલો ભૂતને અપવિત્ર ગણાય.

રાંધેલા ખોરાકમાં નાગલીનાં રોટલાને પવિત્ર ગણવામાં આવે છે. કનસરીને સાક્ષાત ભગવાન માનીને તેની પૂજા કરે છે. રોટલા બનાવ્યા પછી હાથ ધોયેલું પાણી ગમે ત્યાં ન ફેકાય, સારી જગ્યાએ જ ઢોળાય છે.

## મનોરંજનની રીતો

કુંકણા સમાજમાં ગીત, સંગીત, નૃત્યનું અનેરુ સ્થાન જોવા મળે છે. તેઓનો મુખ્ય વ્યવસાય ખેતી

હોવાથી પોતાનાં થાકને દૂર કરવા માટે વારતહેવારે એકઠાં થઈને ગીત, સંગીત, નૃત્ય કરી મનોરંજન કરે છે. તેઓ નાચ ગાન કરી મનોરંજન કરે છે. તેમજ નાટક, ભવાઈ ભજવી મનોરંજન માણે છે. આ સમાજમાં સંપ જોવા મળે છે.

આ સમાજ પાસે ચર્મવાદ્ય, તંતુવાધ્ય, સુશિરવાદ્ય જોવા મળે છે. આ ઉપરાંત ઢોલક, નગારા, કહાળ્યા જેવાં વાદ્યો છે. નગારા એ હોળી, લગ્ન, ધાર્મિક પ્રસંગોમા વગાડવામાં આવે છે. ઢોલક એ લગ્ન, હોળી, મેળાઓમાં વગાડે છે. આ વગાડવા માટે ગામનો જ એક માણસ નક્કી કરેલ હોય છે.

વાઘબારસ, અખાત્રીજ, ડુંગરદેવ જેવા તહેવારોમાં મનોરંજન માટે તેઓ વાંસળી, કહાળ્યા, ઢોલક, માંદળ વગાડી મનોરંજન મેળવે છે.

તમાસા નાટકમંડળીમાં નાટકો ભજવે છે. તમાસા એ સમાજની ખાસિયતો, સામાજિક દુષણો, ધંધા, બોલી, રીતરિવાજોને ઉઘાડા પાડવાનુ કામ કરે છે.

## સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

દરેક સમાજની અલગ અલગ વિશિષ્ટ આવડતો હોય છે. આ સમાજની પણ એક અલગ આવડત છે. તેઓ વન પેદાશમાંથી અનેક વસ્તુઓ બનાવી પોતાનું ગુજરાન ચલાવે હોય છે. વાંસમાંથી ટોપલા, ટોપલી, તીર કામઠું, સાવરણાં, ઝાડું, સાદડી વગેરે વ્યવસાયિક આવડતો એમની પાસે છે.

કુંકણાઓ યોગ્ય માપનું ઘર બાંધે છે. ઘરની ભીંત વાંસમાંથી બનાવે છે. ઘરની ભીંતનું માપ લઈને

ભીંત બનાવે છે. સ્ત્રીઓ માટીનો ગારો બનાવીને ભીંતને કલાત્મક રીતે કરે છે. ભીંતલીંપણ, ભોયલીંપણ, એટલા, એટલીની ડિઝાઈન અને શણગારમાં સ્ત્રીની કુશળ કારીગરી કલાની આવડતો હોય છે.

પશુંપાલન જેવા કે ગાય, ભેંસ, બકરી પશુંઓની માવજત વિશેની આવડત છે. ઉપરાંત ભાષા, પહેરવેશ અને ઘરેણા એ ઓળખ રૂપ અલગ-અલગ પ્રકારની આવડત છે.

તેઓ સુથારીકામ જાતે કરે છે. હળ, પંજેટી, જોતરું, ટેબલ, પલંગ, ખાટલો, બારી, બારણાં તેમજ શણમાંથી દોરી, દોરડાં બનાવે છે. શિકારનાં સાધનો તીર કાંમઠાં, બંદૂક, ગિલોડી, જાળ (સસલાં મારવા માટે વાગુર) તેઓ જાતે બનાવે છે. ડાંગની સંસ્કૃતિ એ કુંકણાઓની આગવી ઓળખ છે. એમનાં નૃત્યનાં પગલાંમાં પણ સર્જનશીલતા જોવા મળે છે.

## ભાષા

દક્ષિણ ગુજરાતના ડાંગ, વલસાડ, નવસારી, સુરત અને તાપી જિલ્લામાં તેમજ મહારાષ્ટ્રના થાણે, નંદુરબાર, નાસિક અને ધુળે જિલ્લામાં ઉપરાંત કર્ણાટક તથા કેન્દ્ર શાસિત દાદરા અને નગર હવેલીમાં કુંકણા આદિવાસી વસે છે. તેઓ જે ભાષા બોલે છે તેને કુંકણા, કોંકણા, કોંકણી કે કુનબી ભાષા તરીકે ઓળખવામાં આવે છે. આ ભાષા ઇન્ડો-આર્યન મધ્ય જૂથની માનવામાં આવે છે. ૨૦૦૧ની વસતિ ગણતરી મુજબ આ ભાષા બોલનારા ભાષકોની કુલ સંખ્યા ગુજરાતમાં ૩,૨૯,૪૯૬ અને મહારાષ્ટ્રમાં ૫,૭૨,૧૯૫ મળીને કુલ ૯,૦૧,૬૯૧ જેટલી થાય છે.

## ભાષાનો ઈતિહાસ

કુંકણા ભાષાનો કોઈ ચોક્કસ ઈતિહાસ મળતો નથી તેમ છતાં કેટલાક વિદ્વાનોએ જે કંઈ ટિપ્પણી કરી છે તેના આધારે ‘‘ભારતીય આર્યના મધ્યપ્રદેશના જૂથમાંથી લગભગ બારસોએક વર્ષ પહેલાં સંભવતઃ એક બાજુ બઘેલી, બુંદેલખંડી, વ્રજ જુદી પડી, તો બીજી બાજુ પશ્ચિમની ગુજરાતી-રાજસ્થાની અને પશ્ચિમ-દક્ષિણની કોંકણી -મરાઠી જુદી પડી. આ બધી બોલીઓ નવી ભારતીય આર્યભાષા તરીકે આકાર લેવા માંડી’’૧

અર્વાચીન ભારતીય આર્યભાષાઓની તુલના કરીને, કયાં ભાષાજૂથો કઈ ભેદ રેખાઓથી અળગાં

પડયાં છે તે વિષે ચોક્કસ અનુમાનો થઈ શકે. હજારો વર્ષો પૂર્વે ભારતમાં આવેલી એક ભારતીય આર્યબોલીના ક્રમિક વિભાજનને પરિણામે મુખ્ય બોલીઓ વિકસી. ડૉ. પ્રબોધ પંડિતે ધ્વનિ પરિવર્તનની ભેદરેખાઓને આધારે તેનું સ્વરૂપ સમજાવ્યું છે તે જોઈએ.

| સંસ્કૃત | કુંકણા | ગુજરાતી | હિન્દી | મરાઠી |
|---|---|---|---|---|
| શૃંખલ | સાકળ | સાંકળ | શૃંખલા | સાંકળ |
| પચ્ચાસ | પનાસ | પચાસ | પચાસ | પનાસ |
| દન્ત | દાત | દાંત | દાંત | દાંત |
| કણ્ટક | કાટા | કાંટો | કાંટા | કાંટા |
| વર્તિ | વાટકા | વાટકો | કટોરો | વાટિ |
| ચક્ર | ચાક | ચાક | ચાક | ચાક |
| વ્યાઘ્ર | વાઘ | વાઘ | વાઘ | વાઘ |

ઉપરના કોઠાના તુલનાત્મક અભ્યાસ પ્રમાણે કુંકણા ભાષાના ઘણા શબ્દો ગુજરાતી અને મરાઠીમાં સમાન છે.

ડૉ. પ્રબોધ પંડિત લખે છે, ''આર્યભાષી સમાજમાંથી મુખ્ય ત્રણ જૂથ છૂટાં પડયાં. પશ્ચિમ છેંડે સોપારા, પૂર્વમાં વરાડ, બીજો ગુજરાત ભીલ અને રાજસ્થાનનો પ્રદેશ ત્રીજો પશ્ચિમ કિનારેથી સિંહલદ્વીપ રવાના થયેલો આર્યભાષી સમાજ.....આ જૂથ આગળ ઉપર મરાઠી અને કોંકણીમાં વિકસે છે.''૨

ગુજરાતી, મરાઠી, મેવાતી, માળવી, જયપુરી, ભીલી એવી બીજી બોલીઓનો વિસ્તાર અમુક સ્પષ્ટ ભેદરેખાઓથી દોઆબથી અને દક્ષિણથી જૂદો પડ્યા બાદ આ વિસ્તારમાં પણ વિભાજનની પ્રક્રિયા ચાલી અને એમાંથી ભિન્ન ભિન્ન બોલીઓ પોતાનું આગવું સ્થાન પામી.

ગુજરાત અને મહારાષ્ટ્રમાં બોલાતી કુંકણા ભાષા જે તે પ્રદેશની લાક્ષણિકતાઓ લઈને ચાલે છે. આમ તો બાર ગાઉએ બોલી બદલાય છે. ગ્રિયર્સન જણાવે છે તેમ 'ભારતમાં જ્ઞાતિએ જ્ઞાતિએ , સ્થળે સ્થળે અને એક જ સ્થળમાં એક વર્ગના લોકોથી બીજા વર્ગના લોકોની ભાષા જુદી પડે છે.'૩

જોકે કુંકણા ભાષા અન્ય ભારતીય આર્યભાષાઓની અપેક્ષાએ ગુજરાતી અને મરાઠી સાથે વધુ નજીકથી સંકળાયેલી છે. શબ્દભંડોળની સરખામણીથી પણ આ તારણ પર આવી શકાય તેમ છે. અહીં એક વાત ખાસ નોંધ રહી કે, વિસ્તાર વિસ્તાર પ્રમાણે ભાષાભેદ રહે જ છે. અહીં સામાન્ય રીતે જોવા મળતી સમાન બાબતો ધ્યાનમાં લીધી છે. કુંકણા ભાષાના કેટલાક શબ્દો સંસ્કૃત ઉપરાંત પ્રાકૃત ભાષામાં મળે છે.

| દા.ત. | **કુંકણા** | **સંસ્કૃત** | **ગુજરાતી** |
|---|---|---|---|
| | માંજર | માર્જર | બીલાડી |
| | ધાંવદ | ધાવતી | દોડતું |
| | કુંકણા | પ્રાકૃત | ગુજરાતી |

સારસતિ સારસતિ સરસ્વતિ

કુંકણા ભાષાનો સૌપ્રથમ લિપિગત સ્વરૂપમાં ઉપયોગ કરવાનું શ્રેય ક્રિશ્ચિન મિશનરીઓને ફાળે જાય છે. તેમણે સૌ પ્રથણ કુંકણા ભાષામાં બાઇબલ પ્રગટ કર્યું. હતું. ત્યારબાદ 'ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર વડોદરા' એ 'ઢોલ'નામનું કુંકણા ભાષામાં મેગેઝિન શરૂ કર્યું (ઈ.સ.૧૯૯૭) જેના સંપાદક શ્રી ડાહ્યાભાઈ વાઢુ હતા. જેમણે 'કુંકણા કથાઓ' નામનું પુસ્તક દિલ્હી સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત કર્યું. (ઈ.સ.૨૦૦૦) અને 'કુંકણા રામકથા'નામનું બીજું પુસ્તક શ્રી ઝવેરચંદ મેઘાણી લોકવિદ્યા સંશોધન ભવન, અમદાવાદથી પ્રગટ કર્યું છે (ઈ.સ.૨૦૦૩) જે કુંકણા અને ગુજરાતી એમ બે ભાષામાં છે.

## ભાષાની વિશેષતા

(૧) કુંકણા ભાષામાં માનવાચક સર્વનામ નથી. 'તમે' અને 'આપ' માટે 'તું' જ બોલાય છે.

(૨) કુંકણા ભાષામાં પુરુષવાચક અને સ્ત્રીવાચક વિશિષ્ટ શબ્દો જોવા મળે છે.

દા.ત.

ગુજરાતીમાં 'શું કરો છો' એમ સ્ત્રી અને પુરુષ બન્ને માટે પ્રયોજીએ છીએ. જ્યારે કુંકણામાં પુરુષ માટે - 'કાય કર હસ ર' અને સ્ત્રી માટે 'કાય કર હસ હ'એવાં બે અલગ અલગ સર્વનામ વપરાય છે.

(૩) કુંકણા ભાષામાં સ્વરભારાંકનું ખૂબ જ મહત્વ જોવા મળે છે. સ્વરભારાંકને કારણે કાળમાં પરિવર્તન જોવા મળે છેઃ દા.ત.

| વર્તમાનકાળ | ભૂતકાળ | ભવિષ્યકાળ |
|---|---|---|
| 'માં ખેળાં હાં' | 'માં ખેળના' | 'માં ખેળીન' |

(૪)(૧) એટલું જ નહિ પરંતુ અર્થમાં પણ ફેરફાર થાય છે. દા.ત.
ખેળ-રમ, ખેળઅ-રમે, ખેળતા- રમતે, ખેળંતા- રમતો હતો
(૨) 'રડ'નો અર્થ આદેશના રૂપમાં આવે છે. પરંતુ 'રડઅ' એમ બોલીએ ત્યારે રડતો હતો એવો મતલબ નીકળે છે.
(૫) અંત્યાક્ષર 'ટી'આવે ત્યાં બહુધા ખૂટી જવાનો કે ઓછું થયાનો સંકેત આપે છે.
દા.ત. 'વહટી', 'આટી', 'ઘટી'વગેરે.
(૬) કુંકણા ભાષામાં 'ણ'નો ઉપયોગ લગભગ થતો નથી.
(૭) પોતાને માટે હંમેશા એકવચન જ વાપરે છે. 'હું'ને બદલે 'માં' કહે છે અને બીજાને માટે એકવચનમાં 'તું' અને બહુવચનમાં 'તુમી' શબ્દ વાપરે છે.
(૮) 'શ', 'છ' કે 'ષ' ને બદલે 'સ' વાપરે છે.
(૯) કુંકણા ભાષામાં 'વ'ની જગ્યાએ 'ઈ'પ્રયોજાય છે. દા.ત.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| ઈસ | વીસ | ઈચુલા | વીણવું, |
| ઈચાર | વિચાર | ઈજ | વીજ |

(૧૦) કુંકણા ભાષામાં 'અ'ની જગ્યાએ 'ય' વપરાય છે. દા.ત.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| યે | આવ | યીં | આ |
| યેહના | એમનું | | |

(૧૧) કુંકણા ભાષામાં 'ઓ'ની જગ્યાએ 'આ'વપરાય છે. દા.ત.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| દાખલા | દાખલો | પાવા | પાવો |
| ખાટલાં | ખાટલો | | |

(૧૨) કુંકણા ભાષામાં અંત્યાક્ષર 'અ' નો 'આ' થાય છે. દા.ત.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| દાહા | દસ | અકરા | અગિયાર |
| બારા | બાર | તેરા | તેર |

**વચન**

કુંકણા ભાષામાં બે વચન મળે છે. એકવચન અને બહુવચન. બહુવચનનો પ્રત્યય 'આ', 'એ' છે. દા.ત.

| **એકવચન** | **બહુવચન** | **એકવચન** | **બહુવચન** |
|---|---|---|---|
| બાયકો | બાયકા | પોસા | પોસાં |
| ઝાડ | ઝાડાં | માનુસ | માનસાં |
| કાગદ | કાગદાં | બાસન | બાસનાં |
| પાટલી | પાટલે | ચોપડી | ચોપડે |
| ગોહો | ગોહલે | | |

**જાતિ (લિંગ)**

કુંકણા ભાષામાં નર, નારી અને નાન્યતર એવી ત્રણ જાતિ જોવા મળે છે. દા.ત.

| **લિંગ** | **કુંકણા** | **ગુજરાતી** |
|---|---|---|
| નર | પોસા | છોકરો |
| નારી | પોસી | છોકરી |
| નાન્યતર | પોસાં | છોકરું |

| | વિભક્તિ | પ્રત્યય |
|---|---|---|
| પહેલી | ૦(શૂન્ય), કંઈ નહિ | કર્તાર્થે |
| બીજી | ‘લા’ | કર્માર્થે |
| ત્રીજી | ‘ની’ | કરણાર્થે |
| ચોથી | ‘લા’ | સંપ્રદાનાર્થે |
| પાંચમી | ‘હૂન’ | અપાદાનાર્થે |
| છઠ્ઠી | ‘ના’, ‘નાં’, ‘ની’, | સંબંધાર્થે |
| સાતમી | ‘માં’ | અધિકરણાર્થે |

પહેલી વિભક્તિઃ ૦ (શૂન્ય), કંઈ નહિ પ્રત્યય કર્તાર્થે વપરાય છે.

દા.ત. રમીલા ગાના બેસ લાવઅ હ.

મહેશ, નીજી ધાંવ.

બીજી વિભક્તિ લા પ્રત્યય કમાર્થે વપરાય છે.

દા.ત. આઇસ પોસાલા લી ગઇ.

નવરા નવરીલા લી ગે.

ત્રીજી વિભક્તિઃ ‘ની’પ્રત્યય કર્તાર્થે, કરણાર્થે વપરાય છે.

દા.ત. રામાની સસાં મારાં.

ગોહોની આવુત ધરાં.

ચોથી વિભક્તિઃ 'લા' પ્રત્યય સંપ્રદાનાર્થે વપરાય છે.

દા.ત. તુમી કોનાલા મત દીદાહા.

પાટીલની જાગલેલા દવાડાહા.

પાંચમી વિભક્તિઃ 'હુન' પ્રત્યય અપાદાનાર્થે વપરાય છે.

દા.ત. કઠુન આનાસ.

ઝાડવરહુન પાલા પાડા.

એસ.ટી. અહવાહુન નવાપુરલા ગઈ.

છઠ્ઠી વિભક્તિઃ 'ના', 'નાં', 'ની' પ્રત્યય સંબંધાર્થે વપરાય છે.

દા.ત. વઘઈના બજાર

વહળનાં પાની

પોસીની આસ

સાતમી વિભક્તિઃ 'માં' પ્રત્યય અધિકરણાર્થે વપરાય છે.

દા.ત. રાનમાં ખેંડે આનાહાં.

પાનીમાં માસાં પકાં આહાત.

ઘરમાં કોની આહા ?

**સર્વનામ**

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
| પ્ર.પુ | માં | હું | આમી | અમે |
| બી.પુ | તું | તું | તુંમી | તમે |
| ત્રી.પુ | તો | તે | ત્યા | તેઓ |

**સાર્વનામિક વિશેષણો**

જે-કે -તે પરથી

| કુંકણા | ગુજરાતી |
|---|---|
| તુલના માટે-જીસા-તીસા | જેવું-તેવું |
| કદ/માપદર્શક-જોડાક-તોડાક | જેટલું-તેટલું |

**રીતદર્શક**

| કુંકણા | ગુજરાતી |
|---|---|
| કીસાંક કરી | કેવી રીતે |

| | |
|---|---|
| ઈસાં કરી | આવી રીતે |

**ક્રિયાદર્શક**

| **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ખાવલા | ખાવું | પેવલા | પીવું |
| જાવલા | જવું | બીસુલા | બેસવું |
| ઉઠુલા | ઉઠવું | ચાલુલા | ચાલવું |
| ધાંવદુલા | દોડવું | ઝાડુલા | વાળવું |

પ્રમાણદર્શક, અધિકતાવાચક કે શ્રેષ્ઠતાવાચક કથન માટે
'કરતાં', 'પક્કા'/'પક્કી'અને 'બુહુ' પ્રત્યયો પ્રયોજાય છે.

| **દા.ત. કુંકણા** | **ગુજરાતી** |
|---|---|
| 'છગન કરતાં મગન મોઠા આહા' | છગન કરતાં મગન મોટો છે. |
| અધિકતાવાચક બતાવવા માટે | |
| 'મગનના પોસા ખૂબ ચાંગલા આહા' | મગનનો છોકરો ખૂબ જ સારો છે. |
| શ્રેષ્ઠતા બતાવવા માટે | |
| 'છગન દૂન મગન બુહુ ઉજળા આહા' | છગન કરતાં મગન ઘણો ઉજળો છે. |

**સંખ્યાવાચક વિશેષણ**

યેક, દોન, તીન, ચાર, પાંચ, સાહા, સાત, આઠ, નવ, દાહા.

ઉપરાંત પીહલા (પહેલો), દુસરા (બીજો), તીસરા (ત્રીજો), ચવથા (ચોથો), પાંચવા (પાંચમો) વગેરે....

**આજ્ઞાર્થે**

મૂળ ધાતુ પોતે જ આજ્ઞાર્થે એક વચનની કામગીરી બજાવે છે. ધાતુને શૂન્ય પ્રત્યય લાગતા આજ્ઞાર્થે એકવચનનું રૂપ બને છે. આજ્ઞાર્થમાં બહુવચનનો 'આ' પ્રત્યય લાગે છે.

| | |
|---|---|
| દા.ત. બોલ (એ.વ) | બોલા(બ.વ) |
| કર( એ.વ) | કરા ( બ.વ.) |
| પી (એ.વ) | પ્યા( બ.વ.) |

**વર્તમાન કાળ : આહા-હોવું**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | માં આહાંવ | હું છું | આમી આહાંવ | અમે છીએ |
| બી.પુ. | તું આહાસા | તમે છો | તુમી આહાસ | તમે છો |

| | | | | |
|---|---|---|---|---|
| ત્રી.પુ | તો આહા | તે છે | ત્યા આહાત | તેઓ છે |

**ભૂતકાળ : હતાંવ-હોવું**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | માં હતાંવ | હું હતો | આમી હતાંવ | અમે હતા |
| બી.પુ. | તું હતાસ | તું હતો | તુમી હતાસ | તમે હતા |
| ત્રી.પુ. | તો હતા | તે હતો | ત્યા હતાત | તેઓ હતા |

**ભવિષ્યકાળ : હુઈલ-થવું**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | માં હવાંવ | હું હોઈશ | આમી હવાંવ | અમે હોઈશું |
| બી.પુ. | તું હવાસ | તું હોઈશ | તુમી હવાસ | તમે હશો |
| ત્રી.પુ. | તો હવા | તે હશે | ત્યા હવાત | તેઓ હશે |

## ભાષાના નમૂનાઓ

ગોઠ (વાર્તા)

કુંકણા ભાષામાં વાર્તાને 'ગોઠ' તરીકે ઓળખવામાં આવે છે. પ્રસ્તુત વાર્તા નાનાં બાળકોને ક્યારેક વડીલો દ્વારા તો ક્યારેક સમયવયસ્ક મિત્રો વડે કહેવાતી હોય છે. પંચતંત્ર, હિતોપદેશ કે ઈસપની બોધકથાઓની માફક બોલચાલની ભાષામાં વાર્તા કહેવાય છે. 'હું'નામનો કથક અહીં વાર્તા કહેનાર છે. આમ તો શુદ્ધ મનોરંજનના આશયથી જ આ વાર્તાઓમાં ઉપદેશ કે શીખામણ આવે છે. શિયાળવૃત્તિ, મગરવૃત્તિ અને માનવવૃત્તિ કેવી ચિત્રવિચિત્ર હોય છે. તેનું વર્ણન આવે છે. કુંકણા સમાજ પાસે મૌખિક પરંપરામાં આવી અનેક વાર્તાઓ સચવાયેલી છે. બાળવાર્તાઓ ઉપરાંત મોટી કથાઓ અને મહાકાવ્ય સ્વરૂપની કથાઓ પણ છે.

### માહિતીદાતાની વિગત

નામઃ વાલકીબેન મનુભાઈ વાઢુ, ઉંમરઃ ૭૫ વર્ષ, ગામઃ તોરણવેરા, તાલુકાઃ વાંસદા, જિલ્લાઃ નવસારી

આ વાર્તાકથક પોતે નિશાળે ગયા નથી. પણ આવી અનેક વાર્તાઓ તેમની પાસે છે. વાર્તાની ભાષા વાંસદા વિસ્તારના કુંકણાઓની છે.

**કોલા હન સુસવર**

એક માનુસ હતા. તો નઈમાં જાઈને માસાં ધરઅ હન તેવર જીગઅ. એક દિસ તો માનુસ નઈમાં માસાં ધરઅતા તાહાં તેને ભાળીમાં સુસરવરનાં એક પીલું આનાં. માનુસની ઈચારાં કા સુસરવરલા માં પાળીન. તો માનુસ સુસવરલા ઘરઅ લી આના. માનુસ સુસવરની ચાકરી કરુલા માંડી. દિસ માગાં દિસ હન રાત માગાં રાત જાવલા લાગની. માનુસ રોજલા સુસવર હારીં ગોઠી લાવઅ. સુસવરલાં માનુસને જીસાં બોલતાં આવડીં ગેં. ઈસા કરતાં સુસવર મોઠા ઝે. એક દિસ સુસવર આખઅ કા, માલા નઈમાં લી જઅ. માં પાનીમાં પોંહવુલા આહાંવ. માનુસ સુસવરલા નઈલા લી ગે.

માનુસ સુસવરલા માંડે ઉલે પાનીમાં લી ગે. સુસવર આખઅઃ 'જરાક ઊંઢે જ પાનીમાં લી જઅ. માં પોંહવુલા આહાંવ.' માનુસ તેલા કમરા ઉલે પાનીમાં લી ગે. સુસવરની માનુસના પાંય મોહામાં ધરી લીધાત. 'આતાં માં તુલા ખાઈ જ જાન.' માનુસ આખઅ, 'ઈ તીં કીસાંક? મંઈ તુલા લાહાન ના મોઠા કે, તુની ચાકરી કી. બધાં જ ભૂલી જાઈને આતાં તું માલા ખાશીલ ?'

સુસવર આખઅ, હંઅ. માં તુલા ખાઈ જ જાન. માનુસ પક્કા ગરજ મતલબી રહતા હાત. ગરજ પુરી ઝી કા તે અખાં ભુલી જાતા હાત. આઠવ પન ની રાખત. તુલા ત માં ખાઈ જ જાન.

ઊલેમાં એક બીલ પાની પેવલા આના. માનુસ તેલા આખઅ, મંઈ એલા લાહાન નાં મોઠા કે. એની ચાકરી કી. આતાંઓ માલા ખાઈ જાવલા કરઅ હઅ. માના ઉપકાર પન યો આઠવ નીં કરઅ. બીલભાઈ માલા બચવી લે. યો સુસવર માલા ખાઈ જાલ.

બીલ આખઅઃ હાજ ત વળી. ખાજ ત વળી. માં માનુસને મુહરઅ ચાલવાવાળા. મંઈ માનુસનાં આઉત વહડાં, ભાર ભરેલા ગાડાં વહડાંત. આતાં માં ડવર હુયના. માલા કામની હુયઅ. માનુસની નદર માંને આંગાવર ફીરની. એની માલા ખાટકીલા ઈકી દીધા. માં ખાટકી પાસુન નિસ્ટાઈની પોળનાહાંવ. ઈસે માનુસલા ખાઈ જ જાવલા જોઈજઅ. સુસવર, તું એલા ખાઈ જ જાઈજો.

માનુસ રડુલા લાગના. તાહાં જ એક ગાય નઈલા પાની પેવલા આની. માનુસ તેલા આખઅઃ ગાય ગાય માલા બચાવી લે. યો સુસવર માલા ખાઈ જાવલા કરઅ હઅ.

ગાય આખઅ,: હાજ ત વળી. ખાજ ત વળી.માં જાંવ ઘર દુધાળી હતી, તાંવ ઘર માલા બેસ બેસ ચારા દીધા. આતાં માં વહટી ગી. માલ આતાં ચારા નીં ટાકત. આતાં રાનામાં હાકલી દેતાં હાંત. જીં મીળહ તીં ખાહાં. સુસવર તું એલા છોડશીલ જ નોકો. તું ખાઈ જ જાઈજો.

તાહાં જ એક કોલા નઈ વર પાની પેવલા આના. માનુસ સાંગઅ,: કોલાભાઈ યે સુસવરલા મંઈ લાહાનના મોઠા કે. યો આતાં માલા ખાઈ જાવલા કરઅ હઅ. માલા બચાવી લે. તું જ માલા બચાવશીલ.

કોલા એવ તેવ હેરના. તુમીં દોઘાં પાનીને બાહેર નીઘાં.

સુસવર હન માનુસ પાની માસુન બાહેર આનાત. કોલાની સુસવરલા એક મેરઅ અન માનુસલા દુસરે મેરાલા ઊભા રાખાં. કોલાનીં માનુસલા આખાં, તું આતાં પોળી જઅ. માનુસ પોળી ગે. સુસવર પાનીમાં જાતા રહના.

આખે વનમાં ઈ એક જ નઈ હતી. નઈમાં પની ઘટી જા તાહાં યે એક જ દાહાડમાં પાની રહઅ.

સુસવર તે દાહાડમાં જ રહઅ. તેનીં ઈચાર કે કા પાનીં પેવલા ત કોલા અઠ્અ જ ઈલ. તાહાં માં કોલાલા ધરી ખાંન.

કોલા પક્કા ચગરા હતા. કને હી દિસ યો સુસવર માલા ધરીલજ ઈસા તેલા ભેવ પન હતા. એક દિસ સુસવરનીં દાહાડનાં પાનીં ખડુલ કરી હન એક મેરઅ પાનીં નિતુળ રાખી તેમાં દપી રહના. કોલા પાનીં પેવલા આના તાહાં તેની દેખાં ત દાહાડનાં અખાં પાની ખડુળ હતાં. હન એક મેરઅલા પાની નિતુળ હતા. કોલા જરાક વાર ઊભા રહના. નિતુળ પાનીંમાં સુસવરની સેંમટી દીસેં કરઅ. કોલા આખઅ,: આજ ત માં ખડુળ પાનીં જ પેવલાહાંવ. કોલા ખડુળ પાનીં પી હન રાનમાં જાતા રહના. દુસરે દિસ સુસવરનીં એક મેરઅ જ પાનીં ખડુળ કરી તેમાં દપી રહના. કોલા પાની પેવલા આના તાહાં તેનીં ખડુળ પાનીમાં સુસવરની સેમટી દેખી પાડી. કોલા સાંગઅઃ કાલદી ખડુળ પાની પીનેલ ત માલા ભાંબેરાં હુઈ ગેહેં. આજ ત નિતુળ પાનીં જ પીન. સુસવર કાય કરઅ?

કોલાલા ઉંબરાં ખૂબ જ ભાવત. સુસવરનીં ઉંબરને ઝાડખાલ ઉંબરાં ગોળા કરી હન તેમાં દપી રહના. દુહપારને કોલા આના. તેનીં ઉંબરાના ઢીગ દેખા.ઢીગને બાહેર રહી ગયે સુસવરની સેંમટી પન દેખી. 'મેહનત વગરનાં અન મોફતનાં નીં ખાવાય જ ઈસાં સાંગી હન કોલા દુર દુરનાં ઉંબરાં ખાઈનીં જાતાં રહના. દુસરે દિસ પન કોલાનીં ઉંબરાંસા ઢીગ દેખા. કરુંદીને ઝુરડા ખાલ થોડાંક ઉંબરાં દેખાંત. ઝુરડામાં દપેલ સુસવર પન કોલાનીં દેખા. કોની માને ભાગ રોજ ઉંભરાં ગોળા કરી થવહ અન માં નીં ખાં તી બેસ નીં લાગઅ. ઈસાં આખી હન કોલાનીં ઢીગમાંસલાં ઉંબરાં ખાદાંત. હન રાનમાં જાતા રહના.

કોલાલા ઘરુલા સુસવરનીં નવા જ ખેળ ખેળા. સુસવર નયને મેરઅલા મરેલ હવા તીસા કરી હન પડી રહના. કોલા આના. તેનીં આજ નવા જ ખેલ દેખા. સુસવરને ચુંબુત ફીરીહન કોલા આખઅ,: માના દોસ્તાર મરી ગે. મરેલ જીનીસ ત પાદઅ હ. યો ત નીં સા પાદઅ. નક્કી યો માલા ઠગઅ હવા. તાંવ ત કોલા જોરમાં પાદના. કોલા આખઅ,: સુસવરભાઈ તું પાનીમાં જ રય. તઠ જ મઝા કર. કોલાલા ઠગુની ગોઠ ભુલી જ જાયજો.

## ગુજરાતી અનુવાદ

### શિયાળ અને મગર

એક માણસ હતો. તે નદીએ જઈ માછલી પકડતો અને તેનાથી તેનું ગુજરાન ચાલતું. એક દિવસે તે માણસ નદીમાં માછલી પકડતો હતો ત્યારે એની જાળમાં મગરનું એક બચ્ચું પકડાયું. માણસે મગરના એ બચ્ચાને પાળવાનો વિચાર કર્યો. માણસ મગરને ઘરમાં લઈ આવ્યો. માણસે મગરની સંભાળ લેવા માંડી. દિવસ પછી દિવસ અને રાત પછી રાત જવા લાગી. માણસ રોજ મગર સાથે વાતો કરતો. મગરને માણસની જેમ બોલતાં આવડી ગયું. આમ કરતાં મગર મોટો થયો. એક દિવસ મગરે માણસને કહ્યું મને નદીએ લઈ જાઓ. મારે નદીના પાણીમાં તરવું છે. માણસ મગરને નદીએ લઈ ગયો.

માણસ મગરને ઘુંટણ જેટલા પાણીમાં લઈ ગયો. મગર કહે, ‘જરા ઊંડા પાણીમાં લઈ જાઓ. મારે

તરવું છે.'માણસ તેને કમર જેટલા ઊંડા પાણીમાં લઈ ગયો. મગરે માણસના પગ એના જડબાથી પકડી લીધા, અને કહે : 'હવે હું તને ખાઈ જ જઈશ.'માણસ કહે, 'આ તે કેવું? મેં તને નાનામાંથી મોટો કર્યો. તારી સંભાળ રાખી. બધું જ ભૂલીને હવે મને ખાઈશ ?'

એટલામાં એક બળદ ત્યાં પાણી પીવા આવ્યો. માણસે બળદને કહ્યું,: મેં આ મગરને નાનામાંથી મોટો કર્યો. એની સંભાળ રાખી. હવે મને ખાઈ જવા માગે છે. મારો ઉપકાર એ યાદ કરતો નથી. બળદભાઈ, મને બચાવી લો. આ મગર મને ખાઈ જશે.

બળદ કહે, 'હાસ્તો વળી. ખાય જ તો વળી. હું માણસની આગળ ચાલવાવાળો. મેં માણસનું હળ ખેંચ્યું, ભાર ભરેલાં ગાડાં ખેંચ્યાં. હવે હું ઘરડો થયો, માણસની નજર મારા શરીર પર પડી. એણે મને ખાટકીને વેચી દીધો. ખાટકી પાસેથી હું છટકીને નાઠો છું આવા માણસને ખાઈ જ જવા જોઈએ. મગર , તું એને ખાઈ જ જજે.

માણસ રડવા લાગ્યો. તે જ વખતે એક ગાય નદીએ પાણી પીવા માટે આવી. માણસે તેને કહ્યું : 'ગાયમાતા, મને બચાવી લો, આ મગર મને ખાઈ જવા કરે છે.'

ગાય કહેઃ 'હાસ્તો વળી. ખાય જ તો વળી. હું જ્યાં સધી દુધાળી હતી ત્યાં સુધી મને સારો સારો ચારો આપ્યો. હવે હું વસુકી ગઈ છું. હવે મને ચારો નથી આપતા. મને વનમાં હાંકી દે છે. જે મળે તે ખાઉં છું. મગર, તું એને છોડતો જ નહી. એને ખાઈ જ જજે.

થોડીક વારમાં એક શિયાળ નદીએ પાણી પીવા આવ્યું. માણસ કહેઃ શિયાળભાઈ, આ મગરને મેં

નાનામાંથી મોટો કર્યો. હવે એ મને ખાઈ જવા કરે છે. મને બચાવી લો. તમે જ મને બચાવી શકશો.

શિયાળે આમતેમ જોયું. પછી એ બોલ્યું,: તમે બન્ને પાણીની બહાર આવો. મગર અને માણસ પાણીની બહાર આવ્યા. શિયાળે મગરને એક તરફ અને માણસને બીજી તરફ ઊભા રાખ્યા. શિયાળે માણસને કહ્યું,: તું હવે ભાગી જા. માણસ નાઠો. મગર પાણી જતો રહ્યો.

આખા વનમાં આ એક જ નદી હતી. નદીમાં પાણી ખૂટી જતું ત્યારે આ એક જ કુંડમાં પાણી રહેતું. મગર આ કુંડમાં જ રહેતો. એણે વિચાર્યું : શિયાળ પાણી પીવા આ જ કુંડ પર આવશે ત્યારે હું એને પકડીને ખાઈ જઈશ.

શિયાળ જબરું ચાલાક હતું. એને ભય તો લાગતો જ હતો કે મગર મને પકડશે જ. એક દિવસે મગરે કુંડનું પાણી ડહોળું કરીને થોડું પાણી ચોખ્ખું રાખી તેમાં તે સંતાઈ રહ્યો. શિયાળ પાણી પીવા આવ્યું ત્યારે એણે જોયું કે કુંડનું પાણી ડહોળું હતું અને એક કિનારે ચોખ્ખું પાણી હતું. શિયાળ જરાક વાર ઊભું રહ્યું. ચોખ્ખા પાણીમાં મગરની પૂંછડી દેખાતી હતી. શિયાળ કહે, : આજે તો ડહોળું પાણી જ પીવું છે. ડહોળું પાણી પીને શિયાળ વનમાં જતું રહ્યું. બીજા દિવસે થોડું પાણી ડહોળું કરી મગર તેમાં સંતાઈ રહ્યો. શિયાળ પાણી પીવા આવ્યું ત્યારે તેણે ડહોળા પાણીમાં મગરની પૂંછડી જોઈ લીધી. શિયાળ કહે,: ગઈ કાલે ડહોળું પાણી પીધેલું તેથી મને શરદી થઈ છે. આજે તો હું ચોખ્ખું પાણી જ પીશ. મગર શું કરે ? શિયાળને ઉમરાં બહું ભાવતાં હતાં.મગરે ઉમરાના ઝાડ પાસે ઉમરાનો ઢગ કરી તેમાં સંતાઈ રહ્યો. બપોરે શિયાળ આવ્યું. તેણે ઉમરાંનો ઢગ જોયો. ઢગની બહાર રહી ગયેલ મગરની પૂંછડી પણ જોઈ.'મહેનત વગરનું અને મફતનું ખાઈ નહીં શકાય'એવું બોલીને શિયાળ

દૂર દૂરનાં ઉમરાં ખાઈને જતું રહ્યું. બીજા દિવસે પણ શિયાળે ઉમરાંનો ઢગ જોયો. કરમદીના છોડના ઝૂંડ પાસે એણે ઉમરાં જોયાં અને ઝૂંડમાં સંતાયેલા મગરને પણ જોયો. કોઈ મારા માટે ઉમરાં ભેગાં કરીને રાખે અને હું એ ઉમરાં નહિ ખાઉ તે ઠીક ન કહેવાય. એવું કહીને શિયાળે ઢગમાંથી ઉમરાં ખાધાં અને ફરીથી વનમાં જતું રહ્યું.

શિયાળને ફસાવવા મગરે નવી ચાલ રમી. નદી કિનારે મગર મરી ગયો હોય તેમ પડી રહ્યો. શિયાળ આવ્યું. આજે તેણે નવો જ ખેલ જોયો. મગરની ફરતે કરીને શિયાળ કહે,: મારો મિત્ર મરી ગયો. મરેલ જણ તો પાદે છે. આ તો પાદતો નથી. નક્કી મને છેતરવા માગે છે. તેવામાં જ મગર જોરથી પાદ્યો.ખુશ થઈને શિયાળ કહે,: મગરભાઈ, તમે પાણીમાં જ રહો. ત્યાં જ મઝા કરો. શિયાળને છેતરવાની વાત ભૂલી જ જાઓ.

### ગાના (ગીત)

કુંકણા સમાજ પાસે પોતાનું કહી શકાય એવું અત્યંત વિપુલ, સમૃદ્ધ અને લોકપ્રિય ગીતો મૌખિક પરંપરામાં સચવાયું છે. જે લગ્નપ્રસંગથી લઈને ધાર્મિક તથા સામાજિક ઉત્સવોમાં તેમજ લોકનાટય માદળ કે તમાશામાં ગવાય છે. ખેતી તેમજ મજૂરી તેમનો વ્યવસાય હોવાથી ખેતી, મજૂરી કે શ્રમકાર્ય વખતે પણ ગીતો ગવાય છે. પ્રસ્તુત ગીત એ કુંકણા સમાજમાં લગ્નપ્રસંગે ગવાતું ગીત છે. બહેનો બબ્બે કે ત્રણ ત્રણની જોડીમાં ગાય છે. એક જૂથ ગાય ત્યારબાદ બીજું જૂથ એને ઝીલે છે. વર અને કન્યા પક્ષ વચ્ચે ગીતો ગાવાની ચડસાચડસી થાય છે.

અહીં ફટાણાં પણ ગાવામાં આવે છે.

લગ્ન પ્રસંગે ગવાતાં ગીતોમાં બહુધા આનંદ પ્રમુખસ્થાને હોય છે. તો ક્યાંક વિરહની વેદના ટપકે છે. પ્રસ્તુત ગીતમાં વિદાય લઈ રહેલી દીકરી માટે શીખામણનો ભાવ અભિવ્યક્ત થયો છે. કન્યાએ પિયર છોડી સાસરે જવાનું છે ત્યારે માતા-પિતા, ભાઈ-બહેનની માયા-મમતા છોડી સાસુ-સસરા અને નણંદ-દિયરની માયા ગ્રહણ કરવાની શીખ આપવામાં આવી છે. પોતાનાંને પારકાં કરી પારકાંને પોતાના કરવાનો સંદેશો આ ગીતમાં વણી લેવામાં આવ્યો છે. અન્ય સમાજની જેમ આ સમાજ પાસે પણ લગ્ન અંગેની સમજ આદર્શ કહી શકાય તેવી છે. લગ્ન સિવાયનાં ગીતોમાં પણ આ પ્રકારે વિષયોનું વૈવિધ્ય જોવા મળે છે.

પ્રસ્તુત ગીત વસંતભાઈ ભોયેના લગ્ન વખતે ગવાયેલું ગીત છે.

ગીત પ્રાપ્તિસ્થાનઃ લવારિયા તા. આહવા, જિ. ડાંગ, તારીખઃ ૪થી એપ્રિલ,૨૦૧૦

**માહિતીદાતાની વિગત**

| નામ | ઉંમર | વ્યવસાય |
|---|---|---|
| ઝીમનીબેન ગોંદુભાઈ બાગુલ | ૫૫ | ખેતી-મજૂરી |
| ઉનાબેન સકારામભાઈ ભોયે | ૪૫ | ખેતી-મજૂરી |
| સોનીબેન સોમાભાઈ ગાવિત | ૬૦ | ખેતી-મજૂરી |
| ગંગીબેન ચંબારભાઈ ભોયે | ૪૮ | ખેતી-મજૂરી |

| | | |
|---|---|---|
| યેસુદાબેન ઝીપરભાઈ ગવિત | ૪૦ | ખેતી-મજૂરી |
| કમળાબેન જગનભાઈ ઠાકરે | ૩૮ | ખેતી-મજૂરી |

ગીત

નીળી... સારંગી, મોતેં ભરઅ પાની વ...નીળી..સારંગી ...(૨)
આતાં છોડાવઅ...માઈચી મયે વ... આતાં છોડાવઅ....(૨)
આતાં ધરાવઅ...સાસુચી મયે વ...આતાં ધરાવઅ...(૨) નીળી..સાંરગી....
આતાં છોડાવઅ...બાપાચી મયે વઅ...આતાં છોડાવઅ...(૨)
આતાં ધરાવઅ...સાસરેચી મયે વઅ...આતાં ધરાવઅ...(૨) નીળી...સારંગી...
આતાં છોડાવઅ....ભાઉચી મયે વઅ...આતાં છોડાવઅ...(૨)
આતાં ધરાવઅ...દેરુચી મયે વઅ...આતાં ધરાવઅ...(૨) નીળી...સારંગી...
આતાં છોડાવઅ...બહિનચી મયે વઅ...આતાં છોડાવઅ...(૨)
આતાં ધરાવઅ...નંદસચી મયે વઅ...આતાં ધરાવઅ...(૨) નીળી...સારંગી

**ગુજરાતી અનુવાદ**

લીલી સારંગી, મોતીડે ભર્યાં પાણી રે...લીલી સાંરગી..(૨)

હવે...છોડો રે..માતાની માયા રે..હવે છોડો રે..(૨)
હવે...ઝાલો રે...સાસુની માયા રે...હવે ઝાલો રે...(૨) લીલી સારંગી...
હવે ...છોડો રે...પિતાની માયા રે... હવે છોડો રે..(૨)
હવે...ઝાલો રે...સસરાની માયા રે...હવે ઝાલો રે...(૨) લીલી સારંગી...
હવે ..છોડો રે..ભાઈની માયા રે...હવે છોડો રે...(૨)
હવે ...ઝાલો રે..દિયરની માયા રે..હવે ઝાલો રે..(૨) લીલી સારંગી...
હવે ..છોડો રે..બહેનની માયા રે...હવે છોડો રે...(૨)
હવે...ઝાલો રે...નણદીની માયા રે...હવે ઝાલો રે...(૨) લીલી સારંગી....

**રંગનાં નામ**

કુંકણા ભાષામાં રંગોની ઓળખ માટે ખૂબ જ સીમિત નામો મળે છે. વિવિધરંગી દુનિયામાં આ સમાજ આટલા રંગોથી પોતાનું કામ ચલાવે છે.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| કાળા | કાળા | ધવળા | સફેદ |
| નીળા | લીલા | તાંબડા | રાતો (તામ્ર) |

| | | | |
|---|---|---|---|
| પીવળા | પીળા | રાતા | લાલ |
| જાંબળા | જાંબુ | | |

**સગપણનાં નામો**

પ્રત્યેક સમાજમાં સગા-સંબંધીની ઓળખ અને સંબોધનના વિવિધ શબ્દો હોય છે. કુંકણા ભાષામાં સગપણદર્શક શબ્દો અને તેનું સંબોધન આ પ્રમાણે છેઃ

| કુંકણા | ગુજરાતી | સંબોધન |
|---|---|---|
| બાહાસ | પિતા | બા/બાપા |
| આઈસ | મા | આયા/આયલે |
| ભાવુસ | ભાઈ | બાબા |
| બહનીસ | બહેન | બુયુ |
| કાકાસ | કાકા | કાકા |
| કાકીસ | કાકી | કાકીશ |
| માંમાંસ | મામા | માંમાંશ |
| ફૂઈ | મામી | ફૂઈશ |

| | | |
|---|---|---|
| કાકા | માસા | કાકા |
| જીજીસ | માસી | જીજીશ |
| વહનીસ | ભાભી | વહનીશ |
| નંદસ | નણંદ | બુયુ |
| દેરુસ | દિયર | બાબા |
| જેઠુસ | જેઠ | ભાવજી |
| ગોહલે | પતિ | પોસાના બાહાશ |
| બાયકો | પત્ની | પોસાની આઈશ |
| મેહનાસ | બનેવી/સાળો | ભાવડ |
| સાલીસ | સાળી | સાલીશ |
| જવાંસ | જમાઈ | જવાંઈ |
| ઉહુસ | વહુ | બુયુ/બાયુ |
| પોસા | પુત્ર | પોસા |
| પોસી | પુત્રી | પોસી |
| નાતુસ | પૌત્ર | નામ દઈને |

| | | |
|---|---|---|
| નાતીસ | પૌત્રી | નામ દઈને |
| સાસરાસ | સસરા | મામા |
| સાસુસ | સાસુ | ફુય |
| ડવરબાહાસ | દાદા | ડવર બા |
| ડોસેસ | દાદી | ડોસી આયા |
| આજાસ | નાના | ડબર બા |
| આજીસ | નાની | ડોસી આયા |
| આકડસાસુસ | મોટીસાળી | ફુય |
| ઘરતને/ ખંદાડે | ઘર જમાઈ | ઘરતને |
| મોઠેસ/ વડાસ | મોટીમા | મોઠેસ |
| મોઠાબાસ/વાડબાસ-મોટા | | મોઠાબા |
| વડીલ | પહેલી પત્ની | નામ દઈને |
| ધાકલો/ સવતીસ | બીજી પત્ની | નામ દઈને |

**સમયદર્શક શબ્દો**

સમય દર્શાવવા માટે કુંકણા ભાષામાં ઘણા શબ્દો મળે છે. આ શબ્દોમાં ઘણા એવા શબ્દો છે જે અન્ય

ભાષામાં નથી.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| સકાળ | સવાર | ઘુંઘરઅ/ઘુસુકડાં | મળસકે |
| દુહપાર | બપોર | યેળચ | સાંજ |
| એકયેળે | એકવેળ | ઉદેં, સકાળ | કાલ |
| કાલદિસ | ગઈકાલ | પરવાં | પરમદિવસ |
| કધ્વ | કયારે | આતાં | અત્યારે |
| જદવ-તદવ | જ્યારે ત્યારે | અઉંદ્અ | આ વર્ષે |
| વરસીં | આવતા વર્ષે | પોરદીસ | ગયા  વર્ષે |
| તે વરીસ | ત્રીજા વર્ષે | | |

**વારનાં નામ**

વારનાં નામ આમ તો અન્ય ભાષામાં વપરાય તેવાં જ છે પણ એકબે વારનાં નામ અન્ય ભાષાઓ કરતાં જુદાં પડે છે.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| સોમવાર | સોમવાર | મંગળવાર | મંગળવાર |

| | | | |
|---|---|---|---|
| બુધવાર | બુધવાર | બસ્તવાર | ગુરુવાર |
| શુકીરવાર | શુક્રવાર | શનવાર | શનિવાર |
| ઈતવાર | રવિવાર | | |

**સ્થાન દર્શાવતા શબ્દો**

સ્થાન દર્શાવવા માટે કુંકણા ભાષામાં જે શબ્દો મળે છે તે આ પ્રમાણે છે. આ શબ્દો પડોશની અન્ય ભાષા કરતાં જુદા પડે છે. જે દર્શાવે છે કે કુંકણા ભાષા પર પડોશી ભાષાની અસર ઓછી પડી છે.

| **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કઠઅ/કેવ | ક્યાં | કઠઅ નીહીં | ક્યાંય નહીં |
| તેવ | ત્યાં | જઠઅ તઠઅ | જ્યાં ત્યાં |
| આંત | અંદર | મદી | વચ્ચે |
| બાહેર | બહાર | કેવ | કઈ તરફ |
| તાહાં | ત્યારે | | |

**અંતરના શબ્દો**

અંતર દર્શાવવા માટે કુંકણા ભાષામાં નીચે મુજબના શબ્દો પ્રાપ્ત થયા છે. જેના કેટલાક શબ્દો અન્ય

ભાષાથી તદ્દન જુદા છે.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| પગળ | પહોળું | આખુડ | ટૂંકું |
| લાંબા | લાંબું | સાકડ | સાંકડુ |
| મોઠાં | મોટું | બારીક | નાનું |

**દિશા દર્શાવતા શબ્દો**

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| ઉગવત | પૂર્વ | માવળત | પશ્ચિમ |
| બિહરે | ઉત્તર | બિલકે | દક્ષિણ |

**ખેતી વિષયક શબ્દો**

કુંકણા સમાજ આમ તો ખેતી સાથે સંકળાયેલો સમાજ છે. એટલે ખેતીવિષયક શબ્દો ઘણા મળે છે. નજીકના સમાજ કરતાં થોડા શબ્દો જુદા પડે છે.

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| પીરની | વાવણી | રોપની | રોપણી |

| | | | |
|---|---|---|---|
| આઉત | હળ | ઝડી | હેલી(વરસાદની) |
| પાત | હાર | નીદની | નીદવું |
| કાપની | કાપણી | ઘરભરની | ઘરભરણી |
| ફાળ | દાંતો | | |
| ચીરન | પહેલી વાર જમીન ખેડવી તે | | |
| દુનવન | બીજી વાર જમીન ખેડવી તે | | |
| અળવટ | પાણીયું | | |

**શરીરના ભાગ**

| **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ડોકી | માથું | ડોળા | આંખ |
| ભીમને | ભ્રમર | હડબી | દાઢી |
| કેસ | વાળ | સીતા | સેંથો |
| બોચી | ગરદન | ખાંધ | ખભો |
| બુબુ | સ્ત | કોપોર | કોણી |
| આંગઠી/ઠે | આંગળી/ઓ | આંગઠા | અંગૂઠો |

| | | | |
|---|---|---|---|
| બાખુંડ | બાહુ | પાઠ | પીઠ |
| બેંબી | નાભી | ગુડગી | ઘૂંટણ |
| બોઠ | ટેરવું | માંડી | પલાંઠી |
| ગોડા | એડી | કમ્બર | કમર |
| કાતડી | ચામડી | હાડુક | હાડકું |

**ઘરના ભાગો**

| **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| બારુંડ | બરો | દાર | બારણું |
| વસરી | ઓસરી | વટા | ઓટલો |
| ગોઠા | કોઢ | આંગન | આંગણું |
| આડે | આડી | વળચન | નેવાં |
| ઝાંપા/ઝાપલી | ઝાંપો | | |

**પ્રાણીવિષયક શબ્દો**

| **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| વાસરુ | વાછરડું | ખડેં | વાઘ |
| દોબોડ | ભેંસ | હેલા | પાડો |
| નડગ | રીંછ | ગદ્દેં | દીપડો |
| ખારી | ખિસકોલી | કોલા, ખેંખડેં | શિયાળ |
| બોકડી | બકરી | બોકૂડ | બકરો |
| માંજર | બિલાડી | ડોળકૂકેં | ગરોળી |
| અળી | ઈયળ | નાગ, ફડે | નાગ |
| નાગુંળે | નોળિયો | સાહાળ | સાહુડી |
| ઘોરપોડ | ઘો | સુસવર | મગર |
| મૂંગા | મંકોડા | મૂંગી | કીડી |
| ગાંડોળ, ગાંડવળ | અળસિયું | | |

**નક્ષત્રની ઓળખ**

| **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| રોહની | રોહિણી | મિરીગ | મૃગશીર્ષ |
| અરદડ | આદ્રા | રાજકુંવર | પુનર્વસુ |

| | | | |
|---|---|---|---|
| કુનબીકુવર | પુષ્ય | અશળક | આશ્લેષા |
| મઘા | મઘા | પૂરૂબ | પૂર્વફાલ્ગુની |
| ઉત્તર | ઉત્તરફાલ્ગુની | હતે | હસ્ત |
| ચિતે | ચિત્રા | | |

**એકથી વીસની ગણતરી**

| કુંકણા | ગુજરાતી | કુંકણા | ગુજરાતી |
|---|---|---|---|
| યેક | એક | દોન | બે |
| તીન | ત્રણ | ચેર | ચાર |
| પાંચ | પાંચ | સવ | છ |
| સાત | સાત | આઠ | આઠ |
| નવ | નવ | દાહા | દસ |
| અકરા | અગિયાર | બારા | બાર |
| તેરા | તેર | ચવદા | ચૌદ |
| પંદરા | પંદર | સોળા | સોળ |
| અઠરા | અઢાર | એકુનિસ | ઓગણીસ |

| | |
|---|---|
| ઈસ | વીસ |

## ભાષાના વિશિષ્ટ શબ્દો

કુંકણા ભાષામાં રહેલા વિશિષ્ટ શબ્દો આ પ્રમાણે છે. જે નજીકમાં બોલાતી અન્ય ભાષા કરતાં તદ્દન જુદા પડે છે. કુંકણા ભાષાને એક અલગ બંધારણ છે, એક અલગ લય, અલગ લહેકો અને અલગ વ્યાકરણ છે. અહીં આપવામાં આવેલા વિશિષ્ટ શબ્દો પરથી ખ્યાલ આવે છે કે આ એક સમૃદ્ધ ભાષા છે. સમગ્ર કુંકણા સમાજ પોતાનો સઘળો વ્યવહાર આ ભાષામાં કરે છે. તેમ છતાં આ ભાષાને રાજ્યાશ્રય મળેલ નથી.

| **કુંકણા** | **ગુજરાતી** | **કુંકણા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આબુટ | વાદળ | ધવળગીર | હિમાલય |
| બાળાતીન | પ્રસૂતા | સુવારીન | દાયણ |
| દેવદારકા | સ્વર્ગ | દેવાંગન | દિવ્યાંગના |
| પોટાળી | સગર્ભા | રાંડકી | વિધવા |
| વાંજુરટી | વાંઝણી | વહળ | વહેળો |
| દિસ | સૂરજ | ફાટે | બળતણનાં લાકડાં |
| બુડ | થડ/ડૂબ | જાવતુસ | આંગળિયાત |

| | | | |
|---|---|---|---|
| નઈ | નદી | ચાન્ને | તારા |
| ગોઠ | વાર્તા | | |

**ભાષા ઉપયોગનાં ક્ષેત્રો**

કુંકણા ભાષા જ્યાં જ્યાં કુંકણાઓની વસતી છે ત્યાં ત્યાં વપરાય છે. દરરોજના કામકાજમાં પરસ્પર લોકો આ ભાષાનો ઉપયોગ કરે છે. તેથી કહી શકાય કે આ ભાષાના ઉપયોગનો પ્રદેશ વિશાળ છે.

કેટલીક શાળાઓ પ્રથમ ભાષા તરીકે કુંકણાનો ઉપયોગ કરી ચૂકી છે. માતૃભાષા જેમની કુંકણા છે એવાં બાળકો ઘરમાં કુંકણા જ બોલતાં હોવાથી શરૂઆતમાં આ ભાષાથી જ શિક્ષણ આપવું એવા આશયથી ડાંગ જિલ્લામાં ૧૯૯૩-૯૪માં કુંકણા-ડાંગી ભાષામાં પાઠ્યપુસ્તક તૈયાર કરવામાં આવેલું.

કુંકણા સમાજનું પોતીકું એવું મૌખિક પરંપરામાં સચવાયેલું વિપુલ સાહિત્ય આજે પણ જીવંત છે. કથા, વાર્તા, ગીતો અને કથાગીતો ઉપરાંત ઉખાણાં, કહેવતો પણ અહીં છે. આ બધું પોતાની માતૃભાષા કુંકણામાં છે.

સમાજનો સમગ્ર વ્યવહાર કુંકણા ભાષામાં ચાલે છે. લોકનાટ્યની પરંપરા અહીં છે, જે લોકપ્રિય છે. માદળ, તમાશા અને ભવાડા કુંકણા ભાષામાં જ થાય છે. કુંકણા ભાષાનું પ્રથમ સામયિક ''ઢોલ'' ભાષાકેન્દ્ર, વડોદરા દ્વારા પ્રગટ થયું હતું. જ્ઞાનના ક્ષેત્ર તરીકે વનસ્પતિ વિદ્યાનું મહત્ત્વ છે, જે કુંકણા ભાષામાં અપાય છે. મંત્ર-તંત્રનું ગાન આ જ ભાષામાં થાય છે. આમ આ ભાષાના ઉપયોગનાં ક્ષેત્રો અનેક છે. આ સમાજ

માટે આજે પણ આ ભાષા એટલી જ પ્રસ્તુત છે.

સંદર્ભઃ ૧- 'બોલી વિજ્ઞાન અને ગુજરાતની બોલીઓ'
- લેખક ડૉ. યોગેન્દ્ર વ્યાસ
પ્રકાશકઃ યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ ગુજરાત રાજય, અમદાવાદ
બીજી આવૃત્તિઃ ૧૯૮૩ પાનું.૧૧૩

સંદર્ભઃ ૨- 'ગુજરાતી ભાષાનું ધ્વનિ સ્વરૂપ અને ધ્વનિપરિવર્તન'
- 'બોલીઓનું ક્રમિક વિભાજન'લેખકઃ પ્રબોધ બેચરદાસ પંડિત
-પ્રકાશકઃ ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.
-પ્રથમ આવૃત્તિ-૧૯૬૬ પાનું. ૨૯૪થી ૨૯૮

( Linguistic Survey of India Grierson, Vol. ix part III P.I)

સંદર્ભઃ સર્વનામ અને વિશેષણની જાણકારી માટે સહાયક લેખ
'ડાંગ જિલ્લાના આદિવાસીઓની લોકબોલી', લેખકઃ ડૉ. ગુલાબદાસ જે. વાઘ,સામયિકઃ 'વિવિધા સંચાર' સં.ડૉ. પુંડલિક પવાર, અંકઃ જૂન/જુલાઈ/ઓગષ્ટ/ સપ્ટે/ ઓકટો.-૨૦૦૯, સળંગ અંકઃ ૧૮,૧૯ પાનું. ૪૭,૪૮

## સંગીત વાદ્ય અને નાટ્યવેશો

### વાદ્યના પ્રકાર

-તંતુ વાદ્ય
-શુશીર (ફુંક મારીને વગાડવાના વાદ્ય)
-ચર્મવાદ્ય (થાપ મારીને વગાડવાના વાદ્ય)

### તંતુ વાદ્ય

### થાળી વાદ્ય

**સામગ્રીઃ** કાસાંની થાળી, સળી, મીણ.

કુંકણા સમાજમાં તંતુવાદ્ય (તંતુથી વાગતું વાજિંત્ર) નથી, પણ તેના જેવું જ થાળીવાદ્ય એ તંતુવાદ્યની ખોટ પૂરી પાડે છે. કાંસા ધાતુની મોટી થાળીમાં ત્રણ ફુટની પાતળી સળી ઊભી કરીને આ વાદ્ય બને છે. આ વાદ્યમાં બીજી અગત્યની વસ્તુઓ સર(સળી) અને કાંતીનું મીણ છે. સર એટલે સરબાહ (ભંગાર)નામના ઘાસનાં રોપાની સળી. મીણ એ મધપુડામાંથી બને છે. મધ નીચોવી લીધા પછી તેને સૂકવી નાંખવામાં આવે છે. તે મીણ બની જાય છે.

વાદ્યકાર થાળીની વચ્ચે મીણ લગાવીને સળી ઉભી કરે છે. વગાડવાવાળો પલાંઠી વાળી થાળી ઘૂંટણો

વચ્ચે રાખી સળી પર આંગળી ફેરવે છે. તેમાંથી સૂર નીકળે છે. આ વાદ્ય બંને હાથથી વગાડવામાં આવે છે. સળીમાં ઉત્પન્ન થતું સ્વર કંપન થાળી સુધી પહોંચાડવાનું કામ મીણ કરે છે. સૂરને મોટો કરવાનું કામ કાંસાની થાળી કરે છે. આ વાદ્ય અન્નદેવીની પૂજા વખતે, જન્મ અને મરણની વિધિ વખતે વગાડવામાં આવે છે. આ ઉપરાંત થાળી વાદ્ય પર રામાયણ મહાભારત જેવા મહાકાવ્યો ગાઈને કથા ગાવામાં આવે છે. આમ, થાળીવાદ્ય એ અગત્યનું સ્થાન ધરાવે છે.

આ સમાજના લોકો ભગવાન પ્રત્યે ખૂબ જ શ્રદ્ધા ધરાવે છે. બીજી રીતે જોઈએ તો ગામેગામ અને ઘરે ઘરે રામાયણ, મહાભારતના જાણીતા પાત્રોના નામ સાંભળવા મળે છે. રામજુ, લક્ષુ, દશરુ, સીતુ, રાધીકા, ગોપીકા જેવા નામો હોય છે. થાળીવાદ્યની વિશેષતા એ છે કે તેનો સૂર કંઠ પ્રમાણે મેળવી શકાય છે. કુશળ કલાકાર એમાંથી સૂરપેટી જેવો અવાજ કાઢે છે.

**સુશિર વાદ્યો**

**(ફુંક મારીને વગાડવાના વાદ્ય)**

ફુંક મારીને વગાડવામાં આવતા વાદ્યો લગ્ન અથવા શુભ પ્રસંગે વગાડવામાં આવે છે. નીચે દર્શાવેલા વાદ્ય જાણીતા છે.

**પાવરી**

**સામગ્રીઃ** બળદનું શીગડું, બે ભુગળીઓ, દૂધી, મધનું મીણ, મોરનું પીછું, શણની દોરી.

આ વાદ્યમાં પાવરી એ મહત્વનું સ્થાન ધરાવે છે. ગાય કે બળદનું શીગડું, બે ભુગળીઓ, સુંદર દેખાય એવી સુકાયેલી દૂધી અને મધનું મીણ આ સામગ્રી એકઠી કરીને અને મોરના પીછાંનો સજાવટ કરીને સુંદર બનાવેલું વાદ્ય તે પાવરી છે. આ વાદ્ય હોઠથી વગાડવામાં આવે છે. સ્વરને મોટો કરવાનું કામ શીંગડું કરે છે. માગશર મહિનામાં આવતા ડુંગરદેવ ઉત્સવમાં આ વાદ્ય વગાડવામાં આવે છે. આ વાદ્ય વગાડવાળાને કુંકણા સમાજના લોકો પવારકર કહે છે. આ વાદ્યનો સૂર ભયજનક અને માદકતાથી ભરેલો હોય છે. રાત્રે ખીણમાં જો કોઈ પાવરી વગાડે તો રૂવાંટા ઊભા થઈ જાય છે. ભાયાનૃત્યમાં પાવરકર પાવરી વગાડીને સુંદર નૃત્ય કરે છે. આ પાવરીનું નૃત્ય પણ જાણીતું છે.

**કહાળ્યા વાદ્ય (શરણાઈ જેવું)**

સામગ્રીઃ પિત્તળ, તાડના પાન, પીપીયું.

કહાળ્યા એ શરણાઈ જેવું વાદ્ય છે. તે લુહાર બનાવે છે. કહાળ્યાનો સૂર પ્રિય છે. એક નાનો અને બીજો મોટો કહાળ્યો હોય છે. આ વાદ્ય ખૂબ જ જાણીતું છે. તે ખાસ કરીને તહેવાર અને લગ્નના શુભ પ્રસંગે વગાડવામાં આવે છે.

**વાંસળી**

સામગ્રીઃ વાંસ.

વાંસળી એ એક સંગીતનું સાધન છે. આ વાદ્ય વાંસમાંથી બનાવવામાં આવે છે. વાંસળી બનાવવા માટે પોલાણ વાળા વાંસને કાપવામાં આવે છે. દાતરડાથી વાંસને સાફ કરી, તેને સૂકવીને પછી વાંસનો એક ફુટ જેટલો ટુકડો લઈ પછી લોખંડનો સળીયો ગરમ કરી કાંણા પાડે છે. વાંસળી ગોવાળીયાઓ ઢોર ચારવા જાય ત્યારે એકલતાનો સમય પસાર કરવા માટે વગાડે છે. ગોવાળી ઝાડ પર બેસીને વાંસળી વગાડે છે. હાલમાં પણ હર વ્યકિતને વાંસળી વગાડવાનો શોખ છે.

**માદળ**

સામગ્રીઃ લાકડું, ચામડું, કરવત, પરાઈ, કોષ, શણની દોરી.

આ વાદ્ય બીયાના, સીવણ અને સાગનું લાકડું ન હોય તો કળમના લાકડામાંથી બનાવવામાં આવે છે. આ વાદ્યની લંબાઈ છત્રીસથી ચાળીસ ઈંચ હોય છે. માદળના મુખ ઉપર લગાવેલા ચામડાને લોકો ઘોદ કહે છે. આ ઘોદ (કિનારા) પર કોતીનું (એક પ્રકારનું મધ) મીણ લગાવવામાં આવે છે. આ વાદ્યની વિશેષતા તેનો સળંગ આકાર છે. ઢોલક જેવો આકાર હોતો નથી. કોંકણી આદિવાસી પુરૂષો આ વાદ્યને કમર પાસે બાંધીને નાચતાં નાચતાં વગાડે છે. કલાકારો થાકયા વિના માદળ કમરે બાંધીને નાચે છે. હોળીના દિવસે તેમજ વારેતહેવારે માદળનો માલિક માદળની પૂજા કરે છે. ભવાની માતાનું નામ લઈને તેની પૂજા કરીને હળદર, કંકુ અને ફૂલો ચઢાવીને પૂજા કરે છે.

**ઢાકા (ડમરું આકારનું વાદ્ય)**

વાદ્ય કલાકાર પોતે બનાવે છે. ગામના જુવાનો પાસે મદદ લઈને બનાવે છે. ઢાકા વાદ્ય બિયાનું કે સીવણના લાકડામાંથી બને છે. ડમરું જેવા આકારનું આ વાદ્યની લંબાઈ નવથી દસ ઈંચ હોય છે. તેના ઉપર બકરાનું ચામડું ચઢાવે છે. જમણી બાજુ ફુડપીથી (વાંકી ડાંડી) અને ડાબી બાજુ થાપ મારીને વગાડાય છે. ફુડપી એ વાંસમાંથી બને છે. તેને શણની દોરીથી બાંધીને ધનુષ્ય જેવો આકાર આપવામાં આવે છે. પગના પંજાની સાથે તાલ આપવા બાંધે છે.

આ સમાજમાં ઢાકને દેવવાજિંત્ર કહે છે. નવરાત્રિમાં એનું વધારે મહત્વ હોય છે. ઠાકર્યાનૃત્ય અને માદળ નૃત્યમાં ગવાતાં દેવ ગીતોની જેમ જ ઢાકા વગાડીને દેવગીતો ગાવામાં આવે છે. આજના સમયમાં આ વાજિંત્ર વગાડવાવાળાઓની સંખ્યા ઘણી ઓછી છે. છતાં પણ કેટલાંક ગામડાઓમાં આ વાદ્યનો પ્રચાર વિશેષ છે.

સમાજના લોકો પોતાના ગાઢ જંગલમાંથી તેમને વિવિધ પ્રકારના લાકડા મળી રહે છે. ગાય, બળદ, બકરી, જેવા પાલતું પશુઓની ચામડીનો ઉપયોગ કરી વાદ્યો બનાવે છે. મોર, મેના, પોપટ અને તેતર જેવા પક્ષીઓનાં પીછાંથી વાદ્યને સજાવે છે. કુંકણા લોકોએ વાજિંત્રો વાદ્યોને જીવતા રાખ્યાં છે. વાજિંત્રોનો તાલ અને લય એમનાં જીવન સાથે જોડાયેલા છે.

**ઢોલક(ચર્મ વાદ્ય)**

સામગ્રી : ચામડું, દોરી, લાકડું, મીણ, લોખંડની કડી, પરાઇ (ધરી), કરવત.

આ સમાજમાં ઢોલક બનાવવા માટે બીયાના, સીવણ, અને સાગનું તેમજ કળમના લાકડામાંથી બનાવવામાં આવે છે. આ કાપતી વખતે કરવતથી કાપે છે. લાકડું કાપ્યા પછી સૂકવવામાં આવે છે. સૂકાય ગયા પછી લાકડાના ઢોલકના માપનાં ટૂકડા કરી. ગામના જુવાનીયાઓ પરાઈ અને કોષથી કોતરીને પોલાણ કરે છે. ખાટકી પાસેથી ચામડું વેચાતું લાવી બે ત્રણ દિવસ સૂકવવામાં આવે છે. ગોળ આકાર બનાવીને ચમાર ચામાળાને ઢોલક પર તેની સાથે ચામડું ચડાવે છે. ઢોલક વગાડનાર વ્યકિત જાતે બનાવે છે. કોઈ જગ્યાએ કાણું ન થઈ જાય તેની કાળજી રાખે છે. વગાડવાની શરૂઆત કરતા પહેલા તેને વધામણું કરી કંકુનો તીલક ઢોલક પર કરી અગરબત્તી સળગાવી એક થાળીમાં દીવો, ચોખા, કંકુ, ફૂલ વડે પૂજા કરે છે. ઢોલકનો માલિક પૂજા કરે ત્યારે કહે છે કે આજ ધરતી પર અમે ઢોલક બનાવી દેવના કામો કરવા તેનો ઉપયોગ કરીશું દેવના ખુશના દિવસ હોય હે દેવ તારી સેવા કરવા વગાડીશું.

ઢોલક એ થાપ મારીને વગાડવાનું વાદ્ય છે. ભારત દેશના ચારેય દિશામાં આ વાદ્યનો પ્રચાર વિશેષ પ્રમાણમાં છે. વિવિધ પ્રદેશના લોકોએ એનો રૂપ, રંગ, બદલીને સ્વીકાર કર્યો છે. આખો દિવસ કામ કર્યા પછી રાત્રે કુકણાં સમાજના લોકો પોતાનું મનનું દુઃખ ભૂલીને આખી રાત નાચે છે.

**વાદ્ય વગાડવાના ચાળા અને નૃત્ય**

કુદરત સાથે રહી તેમના સાથે જીવતી કુંકણા સમાજના લોકો કુદરતને જ દેવમાની તેને પ્રસન્ન કરવા માટે દરેક તેહવારે ગામે-ગામ નૃત્યો પરંપરાથી થતા આવ્યા છે. હાલમાં પણ થાય છે. અને નૃત્ય

દ્વારા પોતાની ભકિત ભાવના વ્યકત કરે છે. એને કુકણાંઓ દેવકામનું નૃત્ય કહે છે. આ નૃત્યમાં ડુંગરદેવનો, ભાયાનૃત્ય અને ઠાકર્યાનૃત્યનો સમાવેશ કરવામાં આવે છે. કુંકણાઓની ઓળખ સમું સૂત્ર ખાવલા, પેવલા, હન નાચુલા તેમજ આનંદ મેળવવા માટે પણ નૃત્ય કરે છે. આ લોકોને નૃત્યકલાની તાલીમ આપવી. પડતી નથી પરંતુ તે નાનું બાળક હોય ત્યારથી જ શીખવાનું શરૂ કરે છે. આ સમાજમાં નૃત્ય નીચે પ્રમાણે છે.

**કહાળ્યાનૃત્ય**

આ નૃત્યમાં બે શરણાઈ અને ઢોલક વાજિંત્ર તરીકે વગાડવામાં આવે છે. તેના તાલ પર લોકો નાચે છે. કહાળ્યા વગાડતો માણસ કહાળ્યાના સૂરમાં જુદા જુદા ગીતો ગાય છે. તે નીચે પ્રમાણે છે.

આમી ત નાચુલા હતેંવ, હતેંવ વઆમી ત નાચુલા હતેંવ,
નવરાના કાહાળકર હરનાત વ, આમી ત નાચુલા હતેંવ.

**ભાષાંતર**

અમારે તો નાચવું હતું, નાચવું હતું રે... અમારે તો નાચવું હતું ,
વરરાજાના કહાળ્યા(શરણાઈ) વાળા હારી ગયા, અમારે તો નાચવું હતું.

યેર યેર નાચ માના બાબુ લેંગળા,

ધીરે ધીરે નાચ માના બાબુ લેંગળા.

**ભાષાંતર**

આવ આવ આવ મારો બાબુ લંગડો,
ધીરે ધીરે નાચ મારો બાબુ લંગડો.

આ નૃત્યમાં ઘણા પ્રકારોના ચાળાઓ હોય છે. પગલાઓનાં ભાતભાતથી નૃત્ય આકર્ષક લાગે છે. આવીને તરત જોડાઈ જવું અને ઝડપ ભરી તાલ હોય છે. રાત્રિના સમયે સ્ત્રી પુરૂષો એકબીજા સાથે સાથે સાંકળની જેમ જોડી કરી નૃત્ય કરે છે. આ નાચનામાં ઉંડેચાળ, માળેચાળ, માંડી મોળે ચાળ, હાથ મોળે ચાળ, ભજનીઓ ચાળ, સિપાઈ ચાળ, ભાંગ ટીળા ચાળ, લખમીકોદાઈ ચાળ, ઘોડીનો ચાળ, મોર ચાળ, કમર મોળે ચાળ, ઝવળા ચાળ, પેરન ચાળ, પગ સરકાવતાં નાચવાનો ચાળો, બેસીને નાચવાનો ચાળો, સલામી આપવાનો ચાળો, સાપનો ચાળો, ભોવાળ ચાળો (ભવાનીનો ચાળો), મોહન ચાળો વગેરે વિવિધ ચાળાઓ નૃત્યમાં આવે છે. આ સમૂહ નૃત્યમાં માળેચાળો ખૂબ પ્રચલિત છે.

માળેચાળમાં મોટા ચક્રમાંથી ભાઈઓનું જુદું ચક્ર બની જાય છે. તે ભાઈઓના ખભા પર બહેનો ચઢીને એક ભાઈના ખભા પર બે બહેનો એક એક પગ મૂકે છે. આ રીતે ઉપર રહેલી બહેનો એકબીજાના હાથ પકડીને સમતોલન જાળવી રાખે છે. ઉપર ચઢીને નાચ્યા પછી નીચે ઉતરીને ફરીથી ભાઈઓ અને બહેનો ગોળાકારમાં નાચે છે.

**ઠાકર્યાનૃત્ય**

તેરા તહેવાર વખતે ઠાકર્યાનૃત્ય શરૂ કરવામાં આવે છે. અને દિવાળી આવતા બંધ થાય છે. આ નૃત્ય દેવપૂજક છે. નાચતી વખતે વાદ્ય તરીકે ઢોલક અને ડબ્બો (તેલનો ખાલી ડબ્બો) વગાડવાની પ્રથા છે. નાચવાવાળા પગે ઘુંઘરું બાંધીને ગોળાકારમાં ફરે છે. પહેલાં ઊભા ઊભા નાચે છે. અને પછી વિરાસનમાં (કસરતનો દાવ) નાચે છે. કેટલાક નૃત્યમાં ગાવાનું હોતું નથી, પરંતુ આ નૃત્યની સાથે ગાવાનું હોય છે. આ નૃત્યમાં ફક્ત પુરૂષો ભાગ લે છે. ઠાકર્યાનૃત્યની શરૂઆત નમન ગીતથી થાય છે. નમન ગીત ગાઈને પછી જ બીજા ગીતો ગાવામાં આવે છે.

યેક વર નમસ કેલા રે, પરભુ એક વર નમસ કેલા,
દોન વર નમસ કેલા રે પરભુ, દોન પર નમસ કેલા.

**ભાષાંતર**

એક પર નમસ્કાર કર્યો રે પ્રભુ, એક પર નમસ્કાર કર્યો,
બે પર નમસ્કાર કર્યો રે પ્રભુ, બે પર નમસ્કાર કર્યો.

આ રીતે આખી રાત નાચવાનું ચાલું રહે છે. છતા બીજા દિવસે લોકો પર થાકની અસર દેખાતી નથી. ઠાકર્યાનૃત્યમાં ખાસ કરીને સૂર્ય, ચંદ્ર, રામાયણ અને મહાભારત જેવા વિષયો પર ગીતો ગાવામાં આવે છે.

સૂરેદેવની અરત કાળલા,

તેની ઝાળુન ઝાટકુન ટાકલી.

**ભાષાંતર**

સૂર્યદેવે રથ કાઢયો,

તેણે વાળી ઝાટકીને સફાઈ કરી નાખી.

ઠાકર્યાનૃત્ય ગીતોમાં ચઢ (સવાલ) અને ઉત્તર (જવાબ) આવે છે. ઠાકર્યાનૃત્યની આ વિશેષતા છે. ઠાકર્યાનૃત્યમાં ખાસ કરીને સંગીત કલ્પકથા કહેવાની હોય છે. તે જોઈને અને સાંભળીને લોકો આનંદ અનુભવે છે.

**ભાયાનૃત્ય**

માગશર પૂનમમાં દસ દિવસ પહેલાં ડુંગર દેવની પૂજા શરૂ થાય છે. પૂનમનાં દિવસે તેની પૂર્ણાહૂતિ થાય છે. ડુંગરદેવની પૂજ વખતે ભાયાનૃત્ય થાય છે. આ નૃત્યમાં જે-જે ભાગ લે છે. તેને ફરજીયાત સ્નાન કરવું પડે છે અને એક જ વાર જમવાનું હોય છે. આ નૃત્યમાં મોટી દૂધીની બનાવેલી પાવરી વગાડવામાં આવે છે. નાચવાવાળા ગોળ કુંડાળામાં ગોઠવાઈ જાય છે. જેમની પાસે લાકડી અને રૂમાલ હોય છે. નાચતી વખતે દેવપૂજાને લગતા ગીતો ગાવામાં આવે છે.

ઉનાં પાની ભર વ દેવ ડોગરાલા,

ઉચ ઉચ પાલકીમાં કનાદેવ  નાચર ,

**ભાષાંતર**

ઉનાં પાણી ભરે રે દેવડુંગરે,
ઊંચી ઊંચી પાલખીમાં કયો દેવ નાચે રે.

ભાયાનૃત્ય વખતે તેઓ ડુંગર પર વસનારા દેવદેવીઓના નામની ગર્જના કરે છે. ડુંગરદેવ એ આ સમાજનો ધાર્મિક ઉત્સવ છે. આ વખતે તેઓ ભાયાનૃત્ય નાચે છે. ડુંગરદેવના નૃત્યમાં ગરબા ગવાય એ  રીતે ગોળકુંડાળામાં ફરતે નાચવાનું હોય છે. આ નૃત્યમાં કુંકણા આદિવાસીઓ જાતિય ભેદભાવ રાખ્યા વિના એકબીજાના હાથમાં હાથ મિલાવી નાચ કામ કરે છે. વચ્ચે બે પાવરીવાળા અને એક કિરચ્ચાં સાથે ટાપરા નાચે છે. કિરચ્ચાં એટલે વાંસની કામળીનું  બનાવેલું વાદ્ય, આ વખતે પાવરી પણ સુંદર રીતે સજાવેલી હોય છે. નાચવાવાળા પણ એટલા જ રંગેબીરંગી કપડાં પહેરે છે. ભાયાનૃત્યમાં ખાસ કરીને ત્રણ પાત્રો ખૂબ જ આકર્ષક નૃત્ય રજૂ કરે છે. તેઓ  જુદાં જુદાં ચાળાઓ નાચે છે.

**માદળનૃત્ય**

આ નૃત્ય કરતી વખતે વગાડનાર પોતાના કમર પાસે બાંધીને વગાડે છે. ત્રણ માણસો નાચવાવાળા

હોય છે. નાચવાવાળા માણસો માદળને કમર પાસે બાંધીને નાચે છે. નાચતાં નાચતાં માદળ વગાડવાનો તાલ જાળવી રાખે છે. ઠાકર્યાનૃત્યની જેમ જ ગોળ કુંડાળામાં નાચવાનું હોય છે. નાચવાવાળા જદી જુદી ચાલમાં નાચે છે. સાત-આઠ માણસો ગીતો ગાય છે. માદળનૃત્યમાં સૌ પ્રથમ નમનનું ગીત ગાવામાં આવે છે.

નમ નમ નમલી રે ધરતીલા નમેલી,
કા હો દાદા નવસારી બસલ્યા હારી દોરી રે.

**ભાષાંતર**

નમન નમીએ રે ધરતીને નમીએ,
હે જી વડીલ દાદાઓ બેઠા હારબંધ.

માદળનૃત્ય લગ્ન જેવા શુભ પ્રસંગે થાય છે. ઘોબિંગ અને ઠીસરા બે પ્રકારના ચાળા એના પર વગાડીને નાચવામાં આવે છે. હોળીનાં દિવસે ભવાનીમાતાનું નામ લઈને માદળને હળદર અને ફૂલો ચઢાવવામાં આવે છે. નાળિયેર તેમના નામ લઈ ફોડવામાં આવે છે.

**પાવરીનૃત્ય**

પોષ મહિનામાં ડુંગરદેવને તેડવા માટે પાવરી વાજિંત્ર વગાડવામાં આવે છે. આ વાદ્ય હોઠથી

વગાડવામાં  આવે છે. તેનો સૂર ભયાનક અને માદકતાથી ભરેલો છે. પાવરી વગાડવાવાળાને કુંકણા સમાજના લોકો પાવરકર  કહે છે. ડુંગરદેવમાં પાવરી નૃત્યનું મહત્વ વધારે હોય છે. પાવરીનૃત્યના કેટલાંક ચાળાઓ જાણીતા છે. ભાજીચાળા (ભાજી તોડવાનો ચાળો), ઝવડાના ચાળો, (એક બીજાને કમરને પકડી નાચવાનો ચાળો) ધૂણવાનો ચાળો, ભૂતનો ચાળો, દેવનો ટાપરાનો ચાળો, ડુહુરલી ચાળો, ગર્જના કરવાના ચાળો, ઊભા રહીને નાચવાનો ચાળો, ભીગાર બહારા ચાળો, લંગડી ચાળો, જેવા ચાળાઓ નાચવામાં આવે છે. સામાન્ય રીતે નાચવાવાળાઓ પાવરીના તાલમાં નાચે છે અને પાવરી નૃત્યએ દેવનૃત્ય, તરીકે ઓળખાય છે.

**તારપાનૃત્ય**

સામાન્ય રીતે તારપું એ પાવરી જેટલું નાના કદનું હોય છે. તે ચોમાસાથી શરૂ થાય તો ડુંગરદેવના ઉત્સવ સુધી વગાડવામાં આવે છે. ખેતીના કામમાંથી પરવારી રાત્રીના સમયે આ નૃત્ય થતું તારપું વગાડનાર નાચનારાઓની સાથે રહી નાચતાં નાચતાં વગાડતો હોય છે.

ડુંગરદેવ માવલી વખતે તારપાનૃત્યમાં પાવરીવાળાની આગળ આગળ ઊંધી ચાલે ચાલતા જઈને કીરચીવાળો કીરચી વગાડતો હોય છે. એ વખતે અનેક પુરૂષો માવલીના ગીતો ગાતા ગાતા ગરબાની જેમ નાચે છે. એ જ વખતે પાવરકર, કીરચીવાળો અને ટાપરાઓ ખાસ પ્રકારના પોશાક પહેરી નાચતા હોય છે. પાવરકર જયારે દેવચાળો વગાડે ત્યારે ઘણા પુરૂષોના શરીરમાં દેવનો પવન આવતાં તેઓ ધુણવા માંડે છે. ભગત લોકો હોય તેઓ અગ્નિ

સાથે રમત રમે છે. ત્યારે સળગતા અંગારા મોઢામાં નાખે અને તેને ચાવી ખાય છે. તે પછી કાઢી નાંખે છે. આ સમયે પાવરી બંધ પડવી ન જોઈએ.

### ઘોડાનૃત્ય

કાહાળ્યા નૃત્યનો જ આ એક ભાગ છે. લાકડાના મોટા ટૂકડામાંથી ઘોડાની મુખમૂર્તિ ઘડી તેમાં આંખ, કાન, નાક, જીભ, દાંત, બનાવી લાલ રંગથી રંગી તેને શણગારવામાં આવે છે. તેમના આકારમાં લાકડાંનો મોટો દંડો લઈ ઘોડાનું માથું ઉચું રહે તે રીતે ગોઠવવામાં આવે છે. વાંસમાંથી બનાવેલ બે ઘોઘડાં એકબીજાની વિરૂદ્ધ દિશામાં રહે તે રીતે લાંબા દંડા પર ઊભા ગોઠવી દેવામાં આવે. દંડાની બરોબર વચ્ચેથી પોતાના ખભે ઉંચકી શકે તે માટે બે બાજુથી મજબુત દોરી બાંધવામાં આવે. પગ રાખવા માટે ઘોંઘડાંમાં કાણું રાખવામાં આવે. ત્રણેક ફૂટ ઊંચે પગ રાખી શકાય એવા વાંસના બનાવવામાં આવે તેને કુંકણા સમાજના લોકો તેને પાવટા કહે છે આ નૃત્ય લગ્ન અને ઘૈરેયામાં કરવામાં આવે છે.

### સંગીત વાદ્ય નૃત્યનું શિક્ષણ

જેની ઉત્પત્તિની કોઈ તારીખ સ્થળ કે સમય નથી. તેવા નૃત્યો માનવસંસ્કૃતિ સાથે જ જન્મ્યા છે. સંગીત કે નૃત્યો માટે તાલીમની જરુર પડતી નથી. કોઈ પણ વ્યકિત તે અનાયાસે જ શીખી જાય છે. નથી જરૂર કોઈ ખાસ વાતાવરણની કે નથી જરૂર કોઈ પ્રેરણાની તે પરંપરા આધારીત હોય છે. તેથી તે

પોતાની રીતે જ શીખે છે અને લોકો સામે રજૂઆત કરે છે.

આ વિસ્તારમા આજે પણ કુંકણા સમાજે લોકસંસ્કૃતિ અને લોકકલાને જાળવી રાખી છે. આ જાતિના લોકો ભૂખ્યા રહી શકે છે પણ નૃત્ય વગર રાત કાઢી શકતા નથી. નૃત્ય તેમના માટે થાક ઉતારવાનું સાધન છે. ડાંગમાં નૃત્યની ટૂકડીઓ ગાઢવી, ધવલીદોડ, સુકમાળ, માલેગામ નૃત્યની મંડળીઓ જાણીતી છે.

**નાટક**

ગુજરાત અને મહારષ્ટ્રના અનેક વિસ્તારોમાં થતું માદળનૃત્ય વિવિધ નામે ઓળખાય છે. ડાંગમાં માદળ કે માદળ્યા તરીકે ઓળખાતું આ નૃત્ય નવસારી, વલસાડ જિલ્લામાં પણ માદળના નામે જ ઓળખાય છે. માદળ નૃત્યના તાલે ભજવાતાં લઘુનાટકોને સોહોંગ કહેવાય છે. આ પ્રકારનાં લોકનાટયને નર્મદા જિલ્લામાં સોંહગાડયા તરીકે ઓળખાય છે. જયારે મહારાષ્ટ્રના થાણે જિલ્લામાં આ નૃત્ય માટે ખેળ શબ્દ વાપરે છે. આમ વિવિધ નામે ઓળખાતી આ લોકકલા, લોકનૃત્ય અનોખું અને વિશિષ્ટ છે.

નાટયકલાનાં બધાં જ તત્વો ધરાવતું આ માદળ્યા નૃત્ય લોકનાટયનું વિશિષ્ટ સ્વરુપ છે. હાસ્ય મનોરંજનના હેતુથી ભજવાતા આ લોકનાટયમાં બે વિભાગ પડે છે. એક નૃત્યનો અને બીજો સોહાંગનો. નાટકનો હાસ્યરસથી ભરપૂર એવા આ સોહાંગને જોઈ દર્શકો હસી હસીને બેવડ વળી જાય છે. તેમાં આવતા ચબરાકિયા સંવાદો, ટીખળ અને મજાક મસ્તીનો ભરપૂર ઉપયોગ થાય છે. આ એક મનોરંજનનું માધ્યમ છે.

માદળ્યા એ આદિવાસીઓના જીવનની ખૂબી અને ખામીઓને કલાત્મક રીતે રજૂઆત કરતી સંસ્કૃતિ છે.

એમાં સંગીત નૃત્ય અને નાટકનો ત્રિવેણીસંગમ હોય છે.

માદળના ઉદ્‌ભવ અંગે લોકોની પાસે કોઈ ચોક્કસ માહિતી મળતી નથી, પરંતુ માદળનૃત્યનાં ગીતમાં આવતાં વર્ણનોને આધારે એટલું કહી શકાય છે કે, આ નૃત્ય પહેલાં સ્વર્ગમાં ઈન્દ્રના દરબારમાં થતાં. ત્યારબાદ મનુષ્યલોકમાં આવ્યાં. કુંકણામાં મરણપ્રસંગે ગવાતી સાળવા-માનસિંગની કથામાં ઈન્દ્રની દેવદ્વારકામાં થતા માંદળ નૃત્યનું વર્ણન કરવામાં આવેલ છે. આ અનુમાન ગીતોના વર્ણનને આધારે છે.

આ ઉપરાંત જૂના જમાનામાં અને કયાંક આજે પણ લગ્નના પ્રસંગે ખાસ આ નૃત્યનું આયોજન કરવામાં આવે છે. માદળ નૃત્ય દ્વારા લગ્ન કરાવવાની આ અનોખી રીત અનેક ગામડાંઓમાં હતી. આજે હાલમાં એ લુપ્ત થતી જાય છે. પણ માદળ નૃત્ય આજેય અડીખમ છે. આધુનિક મનોરંજનનાં સાધનો વચ્ચે પણ પોતાના અસ્તિત્વને ટકાવી રાખતું આ લોકનૃત્ય કે લોકનાટક કુંકણાનું ગૌરવ છે.

નાટક એ કુંકણા સમાજમાં પ્રિય મનોરંજન છે. સિનેમાં, ટી.વી., રેડિયો, જેવા સાધનો ન હતા. તે સમયમાં જુદા જુદા વેશો દ્વારા જ્ઞાન, શિક્ષણ અને મનોરંજન પુરું પાડવામાં આવતું હતું.

ગામે ગામે માહિતી પહોચાડવાની હોય તો તે નાટક મંડળી દ્વારા લોકો સુધી પહોંચાડવામાં આવે છે. આ નાટકમાં મોટાભાગના વેશો બે થી ત્રણ પાત્રો એક સાથે શેરી કે ખૂલ્લી જગ્યામાં કરવામાં આવે છે. નાટકમાં નાયિકા અને મશ્કરો અને આ જાતિની ખાસિયતો ધંધો, બોલી, રીતરિવાજો અને સામાજિક દુષણો ઉઘાડા પાડતા વેશો વગેરે પણ જાણીતા છે. મહાકાવ્યમાં મોટા રાજવીને લગતા વેશો પણ ભજવવામાં આવે છે. તમાસા, નાટક

મંડળી, ભવાઈ કુંકણા લોક જીવનના તાણા વાણા સાથે વણાઈ ગયાં છે. પોતાની અનોખી છાપ સાથે મૂકતપણે વિહરે છે.

**માનુષનાં નસીબ**

સામજુ, વિજય, ચંદા યેક જ શાળમાં ભણતાંહાં. ચંદાસે ઘરની પરિસ્થિતિ બેસ આહા.

સામજુના બાહાસ ગાવના પાટિલ આહા. તાહાં ચંદા અની સામજુ શાળમાં ખૂબ રુઆબથી હીંડત.

વિજયસે ઘરની પરીસ્થિતિ બેસ નીહી અની તેની આઈસ હી મરી ગહય. તાહાં બાહાસ અની લેકુસ દોન જ જન ઘરમાં રહત. નથી. ઉપરાંત તેની માતા મૃત્યુ પામી છે.

શાળના સમય હુઇ જાહા તાંહાં વિજયના બાહાસ વિજયલા બોલવહ.

અ વિજય, બાબા વિજય.

શાળાના સમય હુઇ ગ્યાહા. ભનુલા જાવલા આહાસ કાય નીહી ?

વિજય ખેળઅ હતા તઠુન યેહે.

વિજયઃ બા માનાં ચોપળાં લઈ દે, માં આતાં ભનુલા જાહાં.

વિજયના બાહાસ : ધાંવ બાબા, બેસ કરી ભનજો. માં આતાં ખેત સવઅ જાહાં.

વિજયના બાહાસ ખેતમાં કામ કરુલા ગ્યા અની વિજય ભનુલા જાહા.

શાળામાં ચંદા અની વિજય સામજુલા પકા જગળત.

સામજુ : એ ચંદા, હેરવ યે વિજયનાં આંગળાંતઅ બોંબલાં જ ધનાયજત.

ચંદાઃ મળનીગે વેટ ધનાયજહ.

યી આયકીઅન વિજય રડીઅન ઉગાજ રહી જાય.

રોજલા ચંદા અને સામજુ વિજયલા હયરાન કરઅત.

તાહા વિજય ઘરઅ યી અન બાહાસલા સાંગઅ, બા માલા ચંદા અની વિજય પોકા ઝોળતાહાંત.

વિજયના બાહાસઃ કહીં નીહી બાબા, આપલે ત ગરીબ આહાંવ. ત્યાં મોઠલા લોક આહાત. આપલે કાહી નીહી બોલુલા. સાંગતી તીં આયકી લેવલા.

દુસરે દિસ વિજય શાળમાં જાહાં તાંહાં ચંદા અની સામજુ હેરાન કરુલા લાગી જાતાહાં. તરી પન વિજયને તોંડ માસુન યેક શબ્દ નીહી નીંગઅ. વિજય પકા હુશિયાર પોશા. તેલા માસ્તર ભનવઅ તીં અખાંજ આઠવ રહી જાય. કનેહી પરીક્ષામાં તેના જ વધારે માર્ક યેત. દસમાની પરીક્ષા હતી. વિજય પોકા વાચઅ. યેક દિસ ચંદા અની સામુજુ વિજયને આગળઅ ગોઠી લાવત. તીં વિજય આયકહ.

ચંદાઃ એ વિજય, માંઆં દસમાં ધોરનમાં પાસ હુયીન તાહાં પેંડા લી અન આખે સાહલા દીન.

સામજુઃ માંહી બાલા સાંગી દીનાંહાંવ, કાય માં પાસ હુઇન તાંહાં પેંડા અખેસાહલા દીન.

વિજય ઘર અ બાહાસલા યી અન સાંગઅહ.

બા સામજુ અની ચંદાસીં પાસ હુયતી તાહાં પેંડા લયુલા સાંગતાંહાં.

વિજયના બાહાસઃ આપલે ત ગરીબ આહાંવ બાબા, આપલે કેહુન પેંડા લયું ?

પરીક્ષા નજીક હતી. સામજુ અની ચંદા નવલાં આંગળાં સુબીરને બજારમાંહુન લીં આનાંત. સામજુ વાયસેક આંગળાં પોવીહન પરીક્ષા દેવલા જાહા. સામજુસીં પરીક્ષાની તયેરી કરુલા ટાકીની દરબારમાં મજા કરત હિંડત.

સામજુઃ પરીક્ષામાં વાચી અની કાય? મુંયતઅ પોકા વાંચી લીદાહાં. આતાં કેવજઅ માહજવું ?

ચંદાઃ હય સામજુ વાચી અન કટાળા યેહે.

વિજય છાત્રાલયમાં બીસીન ઇચાર કરહ.

વિજયઃ કાય કરું ? વાચુલા પળીલ અની પરીક્ષા પાસ કરુલા પળીલ.

ઇસાં કરતાં દસમાંની પરીક્ષા પુરી હુયની. અળાં ભનતરે પોસાં ઘરઅ આનાંત. ત્યાં મગઅ જેને તેને કામલા લાગી ગ્યાંત. સમય જાતાં રિઝલની તારીક નજીક આની. સામજુલા પકાં બીહવાં યેવલા લાગનાં. કાહા કાય સામજુનાં પેપરાં નીં બેસ ગયલાં.

રીઝલ આનાં તાંહાં વર્ગનાં અરદાં પોસાં નપાસ. તેમાં સામજુ અની ચંદા યે દોન નંગતઅ ખરાંજ. પાસ હુયેલ પોસા સાહમાં વિજયનાં નાંવ હતાં. વિજય હુશિયાર પોસા હતા. તેના બેસ ટકા નાતઅ. માસ્તરાં સાહલા વિશ્વાસ હતા. તેહીં વિજયલા પુળઅ ભનુલા મદદ કરી.

વિજય પી. ટી. સી. કરીની શિક્ષક બની જાહા. સમય જાતાં સામજુ અની ચંદા કડયાકામ કરત હિંડત.

વિજય બેસ પોસા ઇસાં કરીન ચંદાના બાહાસ ચંદાલા વિજયને હાંરી લગીન કરી દેહે. સામજુ મોઠા માજીર બની જાહા. માગુન તાંહાં ચંદા અની વિજયલા હેરીની સામજુલા પોકી લાજ યે. ગરીબીમાંહુન માનુષનાં તકદીર બની જાહા.

## ગુજરાતી સારાંશ

આ નાટકમાંથી એ સમજવા મળે છે કે માણસ ગમે તેટલો ધનવાન હોય, આબરુદાર હોય પણ કેટલીક વાર એવો સમય આવે છે કે તેની પાયમાલી થઈ જાય છે. જે માણસ ભોળો ભલો હોય તેનું ભાગ્ય પલટાઈ જાય છે. ચંદા અને સામજુ એવા જ ધનવાન કુટુંબના સંતાનો હતા. જયારે વિજયનાં ઘરની આર્થિક પરિસ્થિતી સારી ન હતી અને મા પણ મૃત્યું પામી હતી. નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓ વિજયની ખુબ મજાક મશ્કરી કરે છે. વિજય ગરીબ હતો પણ ભણવામાં ખુબ હોશિયાર હતો. તેથી દસમાં ધોરણમાં પાસ થઈ જાય છે. આગળ ભણવા માટે શિક્ષકો તેને મદદ કરે છે. વિજય પી.ટી.સી. કરીને શિક્ષક બને છે. આવી રીતે તેનું ભાગ્ય પલટાય જાય છે. ચંદા અને વિજયનું લગ્ન થઈ જાય છે અને સામજુ દારુડીયો બનીને ફરે છે.

## માવસીસ આઇસ

સવલી અની પાંડુની આઇસ ત્યાં બારીકલાં હતાં ત તાહાં જ મરી ગયેલ. બારીકલાં હતાંત તહુન બાહાસલા સાંગત કાય બા તું બાયકો કરી લે. કોળાક અપદા કાળું .

બાહાસ :- નીહીં બાબા, માં બાયકો નીંહી કરાં. બેસ તાહાં જ બેસ નીહીત પોસાસી વનવા હુયહ.

સવલી :- માલાહીતઅ ભાકરે નીહી હુયત. તાહાં યેકાદ જીજીસ લયતાંવ ત બેસ.

બાહાસ :- તુમી સાંગતાંહાસ ત કાહી નીહી બાયકો રાખલીન. પોસાસા બાહાસ બાયકો ગવસુલા નીંગહ. સેંડ્યા નાવના તેના દોસ્તાર આહા. તેલા ગોઠ કરીન દોની સેજાસ બાયકોને નાદલા નીંગતાહા. ભૂરભેંડી ગાવમાં જાઇની ગોઠ કરતાહા.

સંતી :: માનાં પોસાં ત આતાં મોઠલાં હુઇ ગેહેત. સુગરમાં જાઇની જગતાંહાં. આતાં

માં નવરા કરી જાઇન ત કાહી નીહી બેસ કરી જગીન.

સેંડ્યા :-સંતે કાય વ તું તયાર જ આહાસ કાય ? યે સેજાસનાં દોન પોસાં આહાત તેહલા હી સંભાઉલા પળીલ. બાયકો મરી ગહય.

સંતી :- તેનાં પોસાં હવાંત ત્યાં માનાં જ ગનીન રાખીન. માં ત તયેર જ આહાંવ પન તુમાલા અઠ્ઠ પાંચ માનસાં બોલવીન બીસુલા પડીલ. ગોઠ કરીઅન તાહાં માં તુમને હારી યીન.

ગાંવનાં પાંચ માનષાં બીસતાંહાં, પાટીલ, કારભારી, સગાસંબંધી પંચમાં બીસીની વહેવાર કરી દેતાહા. તાહાં મગઅ

ત્યાં દોની સેજાસ સંતીલા લી અન ઘરઅ જાતાહાત. ઘરઅ જાઇની સંતી અખે ઘરમાં હેરઅહ. ઘર ત અનપાની કન ભરેલ આહા. માનાં આતાં બેસ હુઇ જાઇલ ઇસાં કરી અન સંતી ઇચારહ. સંતી તીનાં જ ઘર આહા ઇસાં કરીન આખાં કામ કરહ. પોસાસે બાહાસલાહી બેસ લાગનાં. તાહાં તો ઇચારહ. કાય આતાં માં

કઠઅ તરી પૈસા સોળવુલા જાઇન.

બાહાસ :- આયક વ સંતે, આતાં તું ઘરમાં આનીસ યીં અખાં તુને હાતમાં સોપાંહાં. માં કામવર યેકાદસવઅ જાહાં. મીહનાયેકે રહીન અની યીં જેન.

સંતી :- કાંહી નીહી માં યીં અખાં ઘર સંભાઇન તું કામવર ધાંવ અની હોળીના સન યેહે ત પૈસા સોળવી લી યે. પોસાસાં બાહાસ પોસા સાહલા સમજવીન કામવર નીંગીં જાહા. બાહાસ જાહા તેલા દસ-બાર દિસ નીંગીં જાતાહા સંતી અખે ગાંવમાંઆં ફિરુલા લાગની. ગાવને બાયકા તીના કાન ભરતેહે. કાય યે પોસાસાહલા બેસ કરસીલ ત યેં તુલા માગાંપુળઅ હેરતીલ કાય ? આતાનાં પોટનાં પોસાં ય નીહી હેરત. કાંતી રોજલા યેને તેને બીસુલા જાય. દુસરાનાં આયકીન તીનાં મન ફીરવાજહ. મગઅ તી પોસા સાહલા અપદા પાળુલા લાગની. બારીક પોસીલા ગુંડા લીન નયલા પાની ભરુલા દવાળઅ. પોસાલા ફાટે સાહવર દવાળઅ. ભાકર બેસ નીહીં બનવી દેય. પોસાસી અખી દસા સેંડયા અની પાંડયા જાનઅ હતા ત. પોસાસા બાહાસ કાનવર ગયેલ તેલા મીહના હુઇ ગ્યા. તરી બાહાસ નીં આના.

બાહાસ :-યેક મીહના ત હુયી ગ્યાહા પન આતાં માં દાહાયેક દિસ આ જુન રહી જાહાં, શેઠનાં કામ આજુન ત પોકાં બાકી આહા. ઇસાં કરીન પોસાસા બાહાસ રહી પળઅહ. યેક

સવઅ :-સંતી પોસાસા આહલા આર કરઅહ .

સંતી :-તુમી કાય માનાં પોસાં થોળાં આહાસ કાય ? તુમાલા રોજલા આપતાં કોન ખાવલા દીલ. યે વાટલા જા અન શાહરા ભીક માંગી ખાય.

સવલી :-જીજી આમી  કઠઅ જાંવ ? આમના બાહાસ યે તાંવ આમી રહજહન મગઅ આમી દોની ભાવળે કઠઅ હી નીંગી  જાંવ.

સંતી  :- તુમના બાહાસ  કદવઅ યીલ. તુમાલા કોન આપતાં ખાવાળીલ ? તુમી ભીક તુમી ભીક માંગીન ખાયજા . યી વાટ દિસ યે વાટલા જા.

સેંડયા અની પાંડયા યેતાહા. સંતીલા સમજવત તરીપન સંતી કાંહી માન અ નીહી. સેંડયા અની પાંડયાલાં તી ઝોળી દેહે. મગઅ પોસા સાહલા ઝોળી ઝોળી અની તંગાળી દેહે. સંતી વેટ બાયકો આહા. પોસાસા બાહાસ ત ઇસા જ ઇચારહ કાય માનાં પોસાં ત બેસ જ આહાત. પન પોસાં ત કઠઅ વનવા રકતાંહાં તી તેલા નીહીં ખબર. પોસાં જેવ તેવ થઇની ભીક માગુલા લાગનાંત. રળત જાત અની આઇસના આઠવ કરત કાય આ જં આપલી આઇસ રહતી  ત યી વનવા નીંહી યેતી. ત્યાં  પોકાં રળતાહાં.

દોની ભાવળે :-ગાનાં લાવતાહાં  અની ભીક માંગતાહાં.
યેક દોન  પૈસા માલા  દેરઅ ગરીબાલા.
આશિર્વાદ  લાગીલ બાબા તુમચે મુલાલા.
યેક દોન  પૈસા માલા  દેરઅ ગરીબાલા.

ઇસાં કરીન દોન  તીન દિસ કળી ટાંકતાંહાંત લોક દુન્યા તેહલાં પોકાં પૈસા દેતાહાં. તેહલાં હેરીની લોકએ ડોળામાં પન પાની યે. ઇસી તેહની દસા.પોસાસે  બાહાસનાં કામ પુરાં હુયહ તાહા તો ઘરઅ યેહે. ઘરઅ યેની પોસાં સાહલા ગવસઅહ. તાહાં સંતી સાંગઅ, પોસાં તઅ ખેળુલા ગ્યાં હવાંત, આતાં યેતીલ. થોળે વારમાં

સેંડયા યી લાગહ. તો પોસાસે બાહાસલા સાંગઅહ કાય. પોસાસી ત મોઠી વનવા. તેહલા યીની તંગાળી ઘાલાં. યી આયકીન સંતીલા માર લાવા. આતાંનાં આતાં ધાંવ પોસાં કઠઅ આહાત તીં લી યે.

સંતી :-પોસાસાં કાય કામ આહા ? સંતીલા પાકો ભાર લાવજહ. મગઅ તી રડુલા લાગહ. સંતી અખેસાહપન માફી માગહ. પોસાસે બાહાસલા ખબર મીળઅહ કાય પોસાં બંદપાડા ગાવલા યેક ઘરઅ આહાત. બાહાસ તાબોળ જાઇની પોસાં લી યેહે. મગઅ સંતીલા સાંગઅહ કાય. તુને ગત બાયકો માલા નીં લાગઅ. સંતી માફી માંગહ. પંચમાં બીસીની કબુલ કરઅહ કાય. દુસરી વાર માં ઇસાં નીહીં કરાં.

**ગુજરાતી સારાંશ**

સામાજમાં બનેલી ઘટનાને અહીં નાટક દ્વારા રજૂ કર્યુ છે. કોઈની પત્ની મરી ગઈ હોય તો પતિ બીજી પત્ની લાવી શકે છે. કુંકણા સમાજમાં આવો રિવાજ છે. કયારેક એવું પણ બને છે કે સાવકી મા દ્વારા બાળકો પર અત્યાચાર થાય છે. ત્યારે બાળકોને અન્યાય થાય છે. તેઓ નિરાધાર બનીને જયાં ત્યાં પછી રખડયા કરે છે. છોકરાઓનો પિતા સમજદાર હોય તો બાળકોનાં ભવિષ્ય વિશે વિચારે છે. સાવકી મા ને તેઓ છુટાછેડા આપી દે, એવી સમજદારી ધરાવે છે. આ નાટકમાં પણ એવી જ સામાજિક ઘટના છે. તમાસા નાટક મંડળી લોકો સુધી સમજ પહોંચાડે છે કે બાળકો પ્રત્યે પ્રેમ રાખવો. તેના પર અત્યાચાર કરવો નહી. એ બોધપાઠ સમાજ સુધી પહોંચાડે છે.

## વેશો

### ઘેરૈયા વેશો

ધૂળેટીનાં દિવસથી પાંચ દિવસ સુધી ખાસ કરીને યુવાન પુરૂષો સ્ત્રીઓની સાડી બ્લાઉઝ કે ચણીયા ચોળી પહેરીને દશેકની ટૂકડીમાં નીકળી પડે છે. કેડે ઘૂઘરા બાંધી હાથમાં રૂમાલ અને ઢોલક, ખંજરી, કુંડાળામાં તાળી પાડીને નાચતાં ફરે છે. ઘરે ઘરે ગીત ગાઈને પૈસા અને અનાજ માગતાં ફરે છે.

### ભવાનીના વેશો

હોળીના તેહવાર વખતે હાટ બજારમાં સપ્તશૃંગીમાતાનું મોહરું પેહરીને માતાજીનો વેશ ધારણ કરે છે. હાથમાં આરતીની થાળી લઈ એમાં કકું, ચોખા, દિવડી રાખે છે. આદિવાસી શ્રધ્ધાળુંઓ તેના પગે લાગે છે. જે પગે લાગે તેને કપાડ પર ચાંદલો કરવામાં આવે છે. ત્યારે પગે લાગીને પૈસા આરતીમાં મૂકે છે. તેઓની પાંચ સાત જણની ટૂકડી હોય છે. એમાં બે વ્યકિત કહાળ્યા વગાડે એક ઢોલક વગાડે એક માતાજીનો વેશ ધારણ કરે જેમ કે સાડી, ચણિયો, બ્લાઉઝ, મુગટ અને ઘરેણાં પહેરવામાં આવે છે. બે રક્ષક હોય એમનો પણ વેશો પહેરલો હોય છે. અને આખા બજારમાં ફરે છે અને નીચેનું ગીત ગાવામાં આવે છે.

જયતાં વયતા લાલી રે
જયતાં વયતા લલી ભવાની

હોળીના તહેવાર વખતે ભવાની માતા માંગવા આવી.

**વાઘ બારસ દિવસે ભજવાતો વેશ**

વાઘ બારસના દિવસે કુંકણાઓ વાઘ દેવની પૂજા કરે છે. વાઘદેવની પૂજાના દિવસે ગામના સીમાડામાં મૂકેલા વાઘદેવનો પાળિયા પાસે વાઘદેવની પૂજા કરવામાં આવે છે. વાઘબારસનાં દિવસે પુરુષો અને ગોવાળિયાઓ ત્યાં ભેગા થાય છે. વાઘદેવને પૂજા થાય છે. આ સમયે એક બનાવટી વાઘનો વેશ પહેરી માણસને વાઘ બનાવવામાં આવે છે. તેને પુરુષો અને ગોવાળિયાઓ પૂછે છે કે હવે ગામમાં આવીશ ? ત્યારે તે ડોકુ હલાવી ના પાડે છે. આ વખતે તેને હાંક મારીને દોડાવવામાં આવે છે. તે બનાવટી વાઘ નદીમાં જઈને નાહી આવે છે.

## મૌખિક સાહિત્ય

ભાષા અને બોલીનો ઉપયોગ કરતી દુનિયાની બધી જ પ્રજાઓને પોત પોતાનું સાહિત્ય છે. જેમ કે કથાઓ, વાર્તાઓ, ગીતો, કહેવતો અને ઉખાણાં જેવું વિશિષ્ટ મૌખિક સાહિત્ય ઉપલબ્ધ છે. ડાંગનું મૌખિક સાહિત્ય એ ફકત ડાંગી આદિવાસી સમુદાયમાં જ  પ્રચલિત હતું. ગરીબ અને નિરક્ષક સમુદાયે સાંભળીને યાદ રાખીને મૌખિક પરંપરા અને સાહિત્યના વિશાળ ખજાનાના વારસાને જાળવી રાખ્યો છે. આ સમાજમાં મૌખિક સાહિત્ય  મર્યાદિત હતું. કેટલીક ધાર્મિક વિધિઓ માટે કથાઓ અને ગીતો જેવું સાહિત્ય પ્રચલિત હતું. અન્નદેવીની કથા, ડુંગરદેવની કથા, ભાયાનૃત્યનાં ગીતો, તહેવારોનાં ગીતો, ઠાકર્યાનૃત્યનાં ગીતો, લગ્નનાં ગીતો વગેરે પ્રસંગ અનુસાર ગાવામાં આવે છે. તેનું રહસ્ય ફકત ડાંગી સમાજના લોકો જ જાણતા હતા. તેના સિવાય બહારની દુનિયા આ સાહિત્યથી અજાણ હતી. સમય જતાં મૌખિક સાહિત્યનું સંપાદન, અનુવાદ અને સંશોધનની નવી દિશા તરફ વળ્યું. બીજી તરફ સતત પરિવર્તન પામતા સમાજમાં ભાષાઓ ઝડપથી નષ્ટ થઈ રહી છે. ભાષા નષ્ટ થશે તો એમાં રહેલું સાહિત્ય પણ નહી બચી શકે. ભાષા બચાવવી હશે તો મૌખિક સાહિત્યને બચાવવું પડશે. તેમજ સમાજનાં પરંપરાને બચાવવા માટે મૌખિક સાહિત્યને લેખિત સ્વરૂપમાં લખવું જરૂરી છે.

### ગીતો

કુંકણા સમાજમાં ગીત એ મહત્વનું સાહિત્ય સ્વરુપ છે. તેઓ તહેવારો અને ઉત્સવો નાચ-ગાન અને

ઉમંગથી ઉજવે છે. તેમનાં ઉત્સવો અને તહેવારોમાં ગીતોની સાથે નૃત્યનો પણ સમાવેશ થાય છે. આ સમાજમાં અખાત્રીજનાં ગીતો, હોળીનાં ગીતો, ઘેરૈયાનાં ગીતો, ડુંગરદેવનાં ગીતો, ઠાકર્યા નૃત્યનાં ગીતો, લગ્નનાં ગીતો, તમાસા (નાટક મંડળી)નાં ગીતો વગેરે વિવિધ પ્રકારનાં ગીતો છે.

**હોળીનાં ગીતો**

કુંકણા સમાજનો પ્રિય તહેવાર હોળી છે. આ તહેવાર ફાગણ સુદ પૂનમનાં દિવસથી શરૂ  કરીને રંગ પંચમી સુધી ધામધૂમથી ઉજવવામાં આવે છે. ફાગણ સુદ પૂનમનાં દિવસે હોળીનાં ગીતો ગવાય છે. સામાન્ય રીતે આ ગીતો આખા ડાંગમાં એક જ રાગ ઢાળમાં ગાવામાં આવે છે.

ફાગણ સુદ પૂનમનાં દિવસે ચંદ્ર ઝાડવામાંથી નીકળીને ઊંચે આવે છે, ત્યારે ગામની સ્ત્રીઓ ભેગી મળીને ચંદ્રના અજવાળામાં ગીતો ગાતાં ગાતાં હોળી પાસે જાય છે. તે ગીત નીચે પ્રમાણે છે

ફાગુન મીહને આલી હોળે બાઇ, ફાગુન મીહને આલી,
કાય કાય ભેટ લેસી હોળે બાઇ ?
કાય કાય ભેટ લેસી ?
ખાંભ  ભેટ લેસી હોળે બાઇ,
ખાંભ ભેટ લેસી,
કાય કાય ભેટ લેસી હોળે બાઇ ?

કાય કાય ભેટ લેસી ?
ખાપરાં ભેટ લેસી હોળેબાઇ,
ખાપરાં ભેટ લેસી ?
કાય કાય ભેટ લેસી હોળેબાઇ ?
કાય કાય ભેટ લેસી ?
વાટી ભેટ લેસી હોળેબાઇ,
વાટી ભેટ લેસી,
કાય કાય ભેટ લેસી હોળેબાઇ ?
કાય કાય ભેટ લેસી ?
નારેળ ભેટ લેસી હોળેબાઇ,
નારેળ ભેટ લેસી.

કોંકણીઓ પહેલેથી હોળીનું પૂજન કરતાં આવ્યા છે. તેઓ હોળીને બહેન શબ્દથી સંબોધે છે અને થાંભલા, લાકડા, નાળિયેર અને કોપરું હોળીબહેનને ભેટમાં આપે છે. આમ, તેઓ હોળીની ફરતે ફરી પ્રદક્ષિણા કરી પૂજા કરે છે.

કુંકણા સમાજનાં લોકો મુહૂર્ત જોઈને હોળી સળગાવે છે. હોળી સળગાવતાં પહેલાં વાજિંત્રો વગાડીને ગીત ગાતાં ગાતાં હોળીની ફરતે પાંચ ફેરા ફરે છે. આ સમયે મોટે ભાગે નાનાં ભૂલકાંઓ અને પુરૂષો નાચતાં નાચતાં

નીચેનું ગીત ગાયે છે.

હોળે બાઇ ત ભોળે વ,
પહિલાં ખાપરાં ચળાવશું,
હોળે બાઇ ત ભોળે વ,
પહિલાં પાપળ ચળાવશું,
હોળે બાઇ ત ભોળે વ,
પહિલાં વાટી ચળાવશું,
હોળે બાઇ ત  ભોળે વ,
પહિલાં નારેળ ચળાવશું,
હોળે બાઇ ત ભોળે વ,
પહિલાં સીતર ચળાવશું.

આ ગીતમાં આનંદ, ઉત્સાહ અને શ્રદ્ધાપૂર્વકની ભક્તિ ભાવના વ્યકત થાય છે. કુંકણાઓ હોળીબાઈને ખાંભ, લાકડાં, નાળિયેર, કોપરાંની ભેટ ચડાવે છે. તેનું વર્ણન ઉપરનાં ગીતમાં છે. આ રીતે કુંકણા સમાજમાં સામાજિક તહેવારોનું મહત્વ રહ્યું છે. તેમનાં રીતરિવાજો અને સંસ્કારો ખીલી ઉઠયા છે. આમ, ભલી-ભોળી પ્રજા હોળીનાં તહેવારને આનંદ, ઉમંગથી અને નાચ-ગાન સાથે ઉજવે છે.

**ઘેરૈયા ગીત( પેરન્યા ગાના)**

આ ગીતમાં ધૂળેટીનાં દિવસથી પાંચ દિવસ સુધી ખાસ કરીને યુવાન પુરૂષો સ્ત્રીઓની સાડી બ્લાઉઝ કે ચણીયા ચોળી પહેરીને દશેકની ટૂકડીમાં નીકળી પડે છે. કેડે ઘુઘરા બાંધી, હાથમાં રૂમાલ અને ઢોલક, ખંજરી લઈ કુંડાળામાં તાળી પાડીને નાચતાં ફરે છે. ઘરે ઘરે ગીત ગાઈને પૈસા અને અનાજ માગતાં ફરે છે.

યેરે યેરે માના કિરીશના કોંગલ્યા ....આ....(૨)
દાળ્યા ગુળ ખાઇ ધાંવ ૨, કિરીશના કોંગલ્યા ....આ....(૨)
યેરે યેરે માના કિરીશના કોંગલ્યા ....આ....(૨)
વાટી બીટી ખાઇ ધાવ ૨, કિરીશના કોંગલ્યા ....આ....(૨)

આ ગીતમાં  ગોળ, કોપરું, શિરા, પુરી, શેરડી વગેરે ઘેરૈયાને આપવાનું કહેવામાં આવ્યું છે.

આંબાવાડી ફૂલવાડી રે, ચાલ બાયકો ડાંગમાં....(૨)
જોડવી લીધી તુજે રંગમાં, ચાલ બાયકો ડાંગમાં....(૨)
આંબાવાડી ફૂલવાડી રે, ચાલ બાયકો ડાંગમાં....(૨)

આ ગીતમાં પતિએ પત્નીને જે વસ્તુઓથી શણગારી છે. એ વસ્તુઓનાં નામ લઈને ગીત ગાય છે. જેમ કે જોડવી, સાંકડી, સાડી, ચંપલ, ફડકી, ઓઢણી વગરે નામ લઈને ગીત આગળ ગવાય છે.

**અખાત્રીજનાં ગીતો**

વૈશાખ સુદ ત્રીજને કુકણાં સમાજનાં લોકો અખાત્રીજ કહે છે. આ તહેવાર ખાસ કરીને કુકણાં, વારલી, કુનબી, ભીલ જાતિનાં લોકો ઉજવે છે. વસંત ગૌરીનું ગૌરાઇ પૂજન જ્વારા વાવીને કરે છે. ટોપલીમાં પાંચ ધાન્ય એટલે કે ઘંઉ, મકાઈ, ડાંગર, નાગલી, અડદ વગેરે ભેગા કરીને ઘરના એક ખૂણામાં ઢાંકી રાખવામાં આવે છે. કુંકણાઓ તેને ગૌરાઈ કહે છે. કુમારીકાઓ સવાર-સાંજ ગૌરાઈને પાણી છાંટે છે. ગામની સ્ત્રીઓ રોજ રાત્રે ગૌરાઈ પાસે બેસીને ગીતો લલકારે છે. આ તહેવાર ખેડૂતોનો છે. તેથી મૂખ્યત્વે વાવણી વિશેનાં ગીતો ગવાય છે. નીચેના ગીતો દરેક ગામડાંઓમાં પ્રચલિત છે.

આના વ નાગર ખેળા વ ભૂઇએ,
આનાં વ એળુ-શેળુ ધાનાં,
બાઇ પિરાવ ધાનાં,
આનાં વ ગંગાપાની શિપાવ ધાનાં,
બાઇ શિપાવ ધાના,
આમચી ગવરાયલા યેક જ પાન,
બાઇ યેક જ પાન,
આમચી ગવરાયલા દોન જ પાના,
બાઇ દોન જ પાના,

આમચી ગવરાયલા તીન જ પાના,
બાઇ તીન જ પાના,
આમચી ગવરાયલા ચાર જ પાના,
બાઇ ચાર જ પાના,
આમચી ગવરાયલા પાંચ જ પાના,
બાઇ પાંચ જ પાના,

આ ગીતમાં સૌ પ્રથમ હળ, જમીન અને વિવિધ પ્રકારનાં ધાન્યની વાત કરી છે. ત્યાર પછી ધાન્ય જેમ જેમ મોટું થાય છે. તે પ્રમાણે ગીતની પંકિત ઉમેરીને ગીત ગવાય છે. ઉપરનાં ગીતમાં ગૌરાઇને સોળ પાંદડા સુધી વર્ણવવામાં આવે છે. પરંતુ અહી પાંચ પાનાં સુધી જ વર્ણન કર્યું છે. આવી રીતે આગળની પંકિતઓ ઉમેરીને ગીત આગળ ગવાય છે. કુંકણા લોકો જવારા વાવીને તેના પરથી ખેતીની ખાતરી કરે છે. ટોપલીમાં વાવેલું ધાન્ય ઘટ્ટ ઊગશે તો ખેતી માટે સારો વરસાદ પડશે, એવી માન્યતા છે.

ટોપલીમાં જવારાની વાવણી કર્યા બાદ આઠમાં દિવસે જવારાનું વિસર્જન કરે છે. પરંતુ તે દિવસે (અક્ષયતૃતીયા)ત્રીજ આવતી હોવાથી તેઓ પોતાના દેવની પૂજા કરે છે. નવમે દિવસે જવારા વિસર્જન કરવામાં આવે છે. તે દિવસે ધાન્યની વાવણી કરેલી ટોપલીના મધ્યભાગમાં ઝાડની ડાળીનું ટીપરું ખોસી તેને કંકુ-છાંટણા કરી સ્ત્રીઓ પૂજા કરે છે. ત્યાર પછી જવારાને ઘરમાંથી બહાર કાઢવામાં આવે છે. ગામની સ્ત્રીઓ ભેગી મળીને નદીએ પધારવવા લઈ જાય છે. નદી કાંઠે સ્ત્રીઓ ગીત ગાતાં ગાતાં પાંચ વખત જવારાની

ટોપલી નદીમાં ડુબાડીને કાંઠે મૂકે છે.

પાંચ વાર બુળલી વ બાઇ,
પાંચ વાર બુળલી,
બુળલી સરસી ઉઠલી વ બાઇ,
બુળલી સરસી ઉઠલી,
વરસા માગુન નીંગલી વ બાઇ,
વરસા માગુન નીંગલી,
પાંચવાર બુળલી વ બાઇ,
પાંચવાર બુળલી.

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે કે વરસાદ પડયા પછી ખેતી રૂપે તે ફરીથી ઊગે છે. એવી શ્રદ્ધાથી કોંકણી સ્ત્રીઓ અખાત્રીજ તહેવારની ઉજવણી વખતે ગીતો ગાય છે.

**વાઘબારસ**

આ સમાજનાં લોકો વાઘદેવની પૂજા કરે છે. આ તહેવાર પુરૂષો અને સ્ત્રીઓ પણ મનાવે છે. સ્ત્રીઓ મોટું માટલું ખરીદે છે. માટલાના મોઢાને સાગના પાંદડાથી બાંધે છે. પછી તેમાં વચ્ચે કાણું પાડીને મોરનું પીછું બાંધે છે. મોરપીંછને પાણી લગાડી ખેંચવાથી વાઘની ગર્જના જેવો અવાજ આવે છે. તેને દેરો કહે

છે. બહેનો દેરો વગાડીને ગીતો ગાય છે.

કુંભારી ઘરીચા ઘડા વ બાઇ, કુંભારી ઘરીચા ઘડા વ,
વાગ દેવાચાં લેપાં વ બાઇ, વાગ દેવાચાં લેપાં વ,
ચંદન મોરાચાં પીસાં વ બાઇ, ચંદન મોરાચાં પીસાં વ,
માગનીલા જાતે વ બાઇ, માગનીલા જાતે વ,
નાગદેવાચાં લેપાં વ બાઇ, નાગદેવાચાં લેપાં વ,
સાતી સવરીચાં લેપાં વ બાઇ, સાતી સવરીચાં લેપાં વ,
ખાંભ દુરંગચા લેપાં વ બાઇ, ખાંભ દુરંગચા લેપાં વ,
સેંદવળ દુરંગચા લેપાં વ બાઇ, સેંદવળ દુરંગચા લેપાં વ,
નીળપ સવરીચાં લેપાં વ બાઇ, નીળપ સવરીચાં લેપાં વ,
કનસરે ગળાચાં લેપાં વ બાઇ, કનસરે ગળાચાં લેપાં વ,
નળગ્યા ગળાચાં લેપાં વ બાઇ, નળગ્યા ગળાચાં લેપાં વ
ધુંગા સનરીચાં લેપાં વ બાઇ, ધુંગા સનરીચાં લેપાં વ,
ફુલા સવરીચાં લેપાં વ બાઇ, ફુલા સવરીચાં લેપાં વ
સાતી દારકાચાં લેપાં વ બાઇ, સાતી દારકાચાં લેપાં વ
ધવળાગીર દારકાચાં લેપાં વ બાઇ, ધવળાગીર દારકાચાં લેપાં વ

પાન ગળાચાં લેપાં વ બાઇ, પાન ગળાચાં લેપાં વ,
નારન દેવાચાં લેપાં વ બાઇ, નારન દેવાચાં લેપાં વ,
અભિનાથ દેવાચાં લેપાં વ બાઇ, અભિનાથ દેવાચાં લેપાં વ,
જુગીનાથ દેવાચાં લેપાં વ બાઇ, જુગીનાથ દેવાચાં લેપાં વ,
ગોફાચાં લેપાં વ બાઇ, ગોફાચાં લેપાં વ,
દેરામાળાચાં દારકાચાં લેપાં વ બાઇ, દેરામાળાચાં દારકાચાં લેપાં વ,
સાતી સવરીચી દેરા બાંધલા વ બાઇ, દેરામાળાચાં દારકાચાં લેપાં વ,
પાંચ ધરાચાં માન વ બાઇ, પાંચ ધરાચાં માન વ,

**લગ્ન ગીતો**

ડાંગી આદિવાસી લગ્નને મહત્વનો પ્રસંગ માને છે. આ સમાજમાં લગ્ન ખૂબ જ ધામ-ધૂમથી થાય છે. જીવનને સ્થિર બનાવી. ટકાવી રાખવા માટે અને વંશનો સાંસ્કૃતિક વારસો જાળવવા માટે લગ્ન જીવન જરૂરી છે. ડાંગી આદિવાસીઓમાં લગ્નનો રિવાજ બોલપેન, નાનીપેન (સગાઈ) અને મોટીપેન(પીઠી અને કંકુ લગાડવાની વિધિ) એમ લગ્નને ત્રણ વિભાગમાં વહેંચવામાં આવે છે. આમ સમાજમાં વિધિ પ્રમાણે લગ્નનાં ગીતો ગાવામાં આવે છે.

**બોલપેન (માંગનાનાં ગીત)**

માંગના એટલે જે તે છોકરીનો સંબધ જે તે છોકરા સાથે કરવા અંગેની તેના બાપ પાસે મૂકાતી માંગણી એને બોલપેન કહેવામાં આવે છે.

સગે બયનીલા આલા માંગના આલા માંગના સગે (૨)
બાપા સાંગ મી નોકો દેવું નોકો દેવું (૨)
માયી સાંગ મી પહિલા માંગના નોકો મોડું માયી (૨)
ભાઉ સાંગ મી પહિલા માંગના નોકો મોડું ભોજાય (૨)

આ ગીતમાં બેનની માંગણી આવી ત્યારે તેના બાપુજી તેને આપવાની ના પાડે છે અને માતા કહે છે કે પહેલી માંગણી આવી છે. તેથી ના ન પાડવી જોઇએ. આજ રીતે ભાઇ ના પાડે છે અને ભાભી નણંદને આપવા તૈયાર થાય છે.

**મોટીપેન (લગનની વિધિ)**

સગા સંબંધી ગ્રામજનો નક્કી કરેલા દિવસે વાહનોમાં જઈ, શુભ ચોઘડિયું જોઈને લગ્નની વિધિ કરે છે, ત્યારે આ ગીત ગાય છે.

ડોંગર કોરી રસ્તા કેલા, માલા પાંચ રસ્તા વ (૨)
ઇકુન જાતા માલા પાય રસ્તા પાય રસ્તા વ (૨)

તીકુન યેતા માલા મોટર ગાડી   વ (૨)
મોઠે  ઘરના સાસરા પકા કુર કુર્યા
કાય કરું માજે નસીબાલા  (૨)

આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે વર કન્યાના સંબંધો નકકી થયા ન હતાં, ત્યારે એક બીજાના ગામમાં ઘરે જવા માટે આડે (નડતરરૂપ) સમાજ રિવાજ રૂપી ડુંગરો હતા. સંબંધ બંધાતા આ ડુંગર જેવી અડચણ ડુંગર ખોદીને રસ્તો કરી દૂર કરવામાં આવે છે, એની સ્પષ્ટતા કરી છે અને મોટા ઘરની સાસરીમાં તો ઘરના સભ્ય વધારે હોય છે. એટલે કામના કારણે કચ કચ (કંકાશ) પણ એટલી જ હોય છે. પણ શું કરું ? એમ કહીને બાકીનું નસીબ પર છોડી દે છે.

નીચેનું ગીત વર અને કન્યાને કંકુનો ચાંદલો કરવાની વિધિ વખતે ગાવામાં આવે છે.

ચેરી કોપરાલા ચેરી કાઠા રે મદી હાયે સૂરે દેવુ,
મદી હાયે સૂરે દેવુ રે મદી હાયે સૂરે દેવુ,
માઇની મયે સોળી રે લેકી દિલી કનેદાની,
લેકી દિલી કનેદાની રે લેકી દિલી કનેદાની,
ચેરી કોપરાલા
બાપાની મયે સોળી રે લેકી દિલી કનેદાની,
લેકી દિલી કનેદાની રે લેકી દિલી કનેદાની,

ચેરી કોપરાલા
ભાવુની મયે સોળી રે બઇન દિલી કનેદાની,
બઇન દિલી કનેદાની રે બઇન દિલી કનેદાની,
ચેરી કોપરાલા
બઇનની મયે સોળી રે બઇન દિલી કનેદાની,
બઇન દિલી કનેદાની રે બઇન દિલી કનેદાની,
ચેરી કોપરાલા ચેરી કાઠા રે મદી હાયે સૂરે દેવુ,
મદી હાયે સૂરે દેવુ રે મદી હાયે સૂરે દેવુ રે.

ઉપરનાં ગીતની પ્રથમ પંકિતમાં પ્રકૃતિનું કાલ્પનિક વર્ણન કરવામાં આવ્યું છે. ત્યાર પછીની પંકિતઓમાં ગીતનો ભાવાર્થ છે. મા, બાપ દિકરીની માયા છોડીને દિકરીને દાનમાં આપે છે. આ પ્રકારનાં ગીતો સાંભળીને કન્યાં પક્ષવાળા આસું સારે છે. કંકુનો ચાંદલો કરવાની વિધિ વખતે ઉપરનું ગીત ખાસ ગાવામાં આવે છે

**કંકોત્રી (તાંદૂળ, પત્રિકા વાટુલા)**

લગ્ન નકકી થાય ત્યારે પોતાના સગા સંબંધીઓને હળદરથી પીળા કરેલા ચોખા હાથમાં આપીને લગ્નનું આમંત્રણ આપવાનો રિવાજ છે. જયારે આર્થિક રીતે સદ્ધર હોય એવા પરિવાર લગ્નમાં આમંત્રણ પત્રિકા (કંકોત્રી) છપાવીને મોકલે છે.

માજે માહેરના પત્ર ઉના વ, આયક વ મીરાંબાઇ (૨)
માલા પત્ર વાંચુન દેવા વ, આયક વ મીરાંબાઇ (૨)
આમચે ભાવુચા લગ્ન હાયે વ, આયક વ મીરાંબાઇ (૨)

**લગ્નની તૈયારી (મદદ કરવા)**

લગ્નની કંકોત્રીની વહેંચણી થયા પછી બંને પક્ષે અઠવાડિયા સુધી લગ્નની તૈયારી ચાલતી હોય છે.

કાય ભાત કાંડુ વ, ફૂયજી કાય ભાત કાંડુ વ(૨)
કાય ભાત કાંડુ વ, ફૂયજી કાય ભાત કાંડુ વ(૨)
કોનાચે લગ્નાલા વ, ફૂયજી કોનાચે લગ્નાલા વ(૨)
રામુચે લગ્નાલા વ, ફૂયજી રામુચે લગ્નાલા વ(૨)

**માંડવ પાડુલાં (લગ્ન મંડપ ગીત)**

વર અને કન્યાનાં બંને ઘરે આંગણામાં માંડવો બાંધે છે. એમાં ગામના જુવાનિયા છોકરાઓ જંગલમાંથી બળદગાડામાં સાગના થાંભલા, જાબુળા, આંબા, ઉંબરની ડાળખીઓ લાવીને માંડવો બનાવે છે. તે સમયે નીચે મુજબનું ગીત ગાયે છે.

લીલા માંડવું કોનાચા વ, કોનાચા ઘરે લીલા માંડવું (૨)

ઊંચા માંડવું કોનાચા વ, કોનાચા ઘરે ઊંચા માંડવું (૨)
ઊંચા માંડવું બાપાચા વ, માઇચા ઘરે ઊંચા માંડવું (૨)
ઊંચા માંડવું બાપાચા વ, માઇચા ઘરે ઊંચા માંડવું (૨)

આ ગીતમાં લીલો માંડવો અને ઊંચો માંડવો કોનો છે ? એવો પ્રશ્ન ઊભો કરીને મા-બાપ, ભાઈ-બહેન કુટુંબના સભ્યોના નામો લે છે.

માંડવ સૂતીતે કોન વ ભાગાવંતી માંડવ સૂતીતે (૨)
માંડવ સૂતી તે સરલા ભાગાવંતી પરશું ઇશ્વર (૨)

માંડવ સુતરથી બાંધે છે ત્યારે વિધિનું ગીત ગાયે છે. ઉપરનું ગીત માંડવ સુતતી વખતે ગવાય છે.

દેવદાસી લાગવ રે ભારજાય ઉબટ બસલી (૨)
ભારજાય હાથી કેસરું ફની ભારજાય ડોકી વ વાળ (૨)
ભારજાયને હાથી સોનેરી સીરાવ, ભારજાય આગનું ઝાળઅ (૨)

આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે ઘરનાં આગલા બારણે ઉનાળામાં ઘાસનો મંડપો હોય છે. લગ્નપ્રસંગે પુષ્પો પાંદડાંના તોરણો કે ડાળીઓથી વિશેષ રૂપે સજાવેલા મંડપમાં ખુદ દેવીઓ આવી બેસે છે. કન્યાંને શણગારે છે અને આંગણું સાફ કરે છે.

**પીઠીનાં ગીત**

આ સમાજમાં લગ્ન વખતે પીઠી(હળદર) લગાડવામાં આવે છે. તેથી પીઠી(હળદર) લગાડે ત્યારે પીઠી લગાડવાની વિધિનાં ગીતો ગાયે છે.

પીપળાચે  ખોળી મોરાં પાની જ પેતી વ,
પીપળાચે ખોળી....
હળદીચા પાનાં કસા કોમાયેલા વ ?
રામાચે લગ્નાલા હળદીચાં પાનાં,
નારેળીચાં પાનાં કસા કોમાયેલા વ ?
રામચે લગ્નાલા નારેળીચાં પાનાં ,
સોપારીચાં પાના કસા કોમાયેલા વ ?
રામાચે લગ્નાલા સોપારીચાં પાનાં,
પીપળાચે  ખોળી મોરાં પાની જ પેતી વ,
પીપળાચે ખોળી...

આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે હળદર, સોપારી, નાળિયેર જેવી પવિત્ર વસ્તુઓનાં પાંદડાં કેમ કરમાયા રામના લગ્નમાં ? એવો ભાવાર્થ છે. રામ અને સીતાનું પવિત્ર જોડું છે. તેથી પવિત્ર જોડું હંમેશા માટે ટકી રહેવું જોઈએ.

હળદી ચડ વ પાઇ મેજાલે વ યે એએ -

હળદી ચડ વ ઢોપરે મેજાલે વ યે એએ -
હળદી ચડ વ નળાયે મેજાલે વ યે એએ -
હળદી ચડ વ ઘુટીયે મેજાલા વ યે એએ -

આ ગીતમાં પગે, પગના નળાએ, ઘૂટણે, કમરે, છાતીએ, ગળે, મોંએ, કપાળે એમ સર્વાંગે પીઠી ચડાવવાનું કહેવાયું છે.

ડાંગમાં વરકન્યાને રાજા રાણી તરીકે નહીં પણ દેવ દેવી તરીકે જોવાય છે.

આમીં ગયલે વ દેવ ડોગરે,
તઠ નીગીલ દેવ નવરા, આમી ગયલે...
તઠ નીગીલ દેવ નવરી, આમી ગયલે...
તઠ નીગીલ દેવ સવાસની, આમી ગયલે...
તઠ નીગીલ દેવ માદળી, આમી ગયલે...

અમે ડુંગરદેવ ગયેલા ત્યાંથી નવરા, નવરી, સુહામણો, માદળિયાદેવ નીકળ્યા. અહી લગ્ન પ્રસંગે આવનાર મંગળ ગીતો ગાનારી, વાદ્ય વગાડનારા બધાને જ દેવદેવી રૂપે જોવામાં આવે છે.

**તેલ ચઢાવવનું ગીત**

વર કે કન્યાંને પીઠી લગાડતાં પહેલાં તેલ ચડાવવામાં આવે છે.

તેલવનાં પડ વ...ધરતી માયી વ...(૨)
તેલવનાં પડ વ...વનસીર માયી વ...(૨)
ચાંદ સુરે વ...તેલવનાં પડ વ...(૨)
ઉગતે માવળ તે સુરેલા વ...તેલવનાં પડ વ...(૨)
અઢળ ચાંદનીવર...તેલવનાં પડ વ...(૨)
ઝીગી મીગી ચાંદની વર...તેલવનાં પડ વ...(૨)
ખાંભા દુરુંગવર વ...તેલવનાં પડ વ...(૨)
વાર દેવાવર વ...તેલવનાં પડ વ...(૨)

ધરતીમાતા, વનસ્પતિ, ચાંદ, ઊગતા સૂર્ય, આથમતા સૂર્યદેવ, અચળ ધ્રુવ તારક, આધારસ્થંભ, વાયુદેવ, ડુંગરદેવ, જલદેવતા, ગોપાળદેવ, હનુમાન, બ્રહ્મા, સમુદ્રદેવતાઓ તેમજ અનેક માતાઓનાં નામ લઈને તેલ અર્પણ કરાય છે.

કાસઇ વાટી, કાસઇ વાટી,
ટોળુયા કાંડ, ટોળુયા કાંડ,
તેલવન પડ વ, ગાંવ દેવી વર,
ગાંવ દેવી તું તેલવનાં ઝેલ જો વ
તેલવન પડ તેલવન પડ,

કના નવર્યા વરી, કના નવર્યા વરી,
તેલવન પડ તેલવન પડ,
રામુ નવર્યા વરી, રામુ નવર્યા વરી.

તેલવનાં પાડતી વખતે દરેક દેવોનાં નામ લઇને તેલવનાં પાડે છે અને દેવદેવીની પૂજા અર્ચના કરે છે.

**જાન જવાની તૈયારી કરતી વખતે ગવાતું ગીત**

નીંગરઅ નવરા, બાહેરુ વ, યેએય (૨)
કોન ચારહ વાટી ગુળ વ ? યેએય (૨)
માઇ ચારહ વાટી ગુળ વ, યેએય (૨)
નવરા ખાતો, વાટી ગુળ વ, યેએય (૨)

ઉપરના ગીતમાં વરરાજાને જલદી તૈયાર થઈ જવા માટે કહેવામાં આવ્યું છે.

લગ્નનાં દિવસે વરપક્ષવાળા સગાં સંબંધીઓ સાથે જાન લઈને કન્યાના ઘરે જાય છે. ત્યારે નીચેનું ગીત કન્યાની બેનપણીઓ ઉમંગથી ગાય છે.

દારી નીંબળીચાં ઝાડ,
બાઇ નીંબળીચાં ઝાડ,

તેલા ફૂલાં ભારુભાર,
તેલા ફૂલાં ભારુભાર,
કને નવરાના ઘન ?
કને નવરાના ઘન ?
જમસ નવરાનાં ઘન,
જમસ નવરાનાં ઘન,
યેજા બાપા પૈસાવાન,
યેજા બાપા પૈસાવાન,
રૂપે મોળત જાય,
ખુરદા ઉળવત જાય,
દારી નીંબળીચાં ઝાડ,
બાઇ નીંબળીચાં ઝાડ.

આ ગીતમાં લીમડાનાં વૃક્ષની પ્રશંસા કરવામાં આવી છે. લીમડાનું વૃક્ષ કડવું હોય છે. છતાં પણ ગુણ અને શીતળ છાયાની બાબતમાં ઉચ્ચકોટિનું વૃક્ષ ગણાય છે. બીજી પંકિતઓમાં કન્યાની સખીઓ વરરાજાની મજાક મશ્કરી કરે છે. તેનું વર્ણન કરવામાં આવ્યું છે.

**ઊતારા (ઉતારો)**

કાંતિલાલ ભાઉ તુની અસી કસી સાસરવાડી ર...અ...(ર)
તુને સાસરવાડીલા પાની નીંહીં મીળ,
પાની નીંહીં મીળ ર...અ...(ર)
કાંતિલાલ ભાઉ તુની અસી કસી સાસરવાડી ર...અ...(ર)
તુને સાસરવાડીલા બીસુલા ચાદર નીહી મીળ,
ચાદર નીહી મીળ ર...અ...(ર)

લગ્નની જાન કન્યાનાં ગામમાં પહોંચે એટલે વરરાજાનો બીજા ઘરે ઉતારો કરે છે, ત્યાં પાણીની સગવડ ન હોય, બેસવા માટે અગવડ લાગે, ત્યારે કન્યાનાં કુટુંબના સભ્યના નામો લઈ ઉપર મુજબનું ગીત ગવાય છે.

**પહેરામણીનું ગીત( વાગા ચહડવુલાં)**

આંબ્યાચી કૈરી આંબ્યાચી કૈરી, ઉતર માજયા દારી વ, ગોરે
ઉતર માજયા...દારી...વ (ર)
રમેશજીભાઉ, રમેશજીભાઉ, કાય કાય વાગા ચડર તુલા,
કાય કાય વાગા ચડર અ ? (ર)
ધોતીર વાગા ચડર તુલા, ધોતીર વાગા ચડર, ચડર અ (ર)

આંબ્યાચી કૈરી આંબ્યાચી કૈરી, ઉતર માજયા દારી વ, ગોરે
ઉતર માજયા...દારી...વ (૨)
રમેશજીભાઉ, રમેશજીભાઉ, કાય કાય વાગા ચડર તુલા ?
કાય કાય વાગા ચડર ...અ ?(૨)
સદરા વાગા ચડર, સદરા વાગા ચડર ...ર...અ(૨)

આ ગીતમાં વર અને કન્યાને કયા કયા કપડાં અને ઘરેણાં પહેરાવવામાં આવ્યાં છે ? તેની સુંદર માહિતી આપવામાં આવી છે અને આ ગીતથી જાનૈયાઓને ગ્રામજનોને પણ જાણવા મળે છે કે કન્યાપક્ષથી કન્યાને પહેરામણીમાં શું શું આપવામાં આવ્યું છે ? તે જાણવા મળે છે.

**દેહવારાનું ગીત**

મોટીપેનની સમાપ્તિમાં દેવહાર કે દેહવારા વિધિ થાય છે. જેમાં લગ્નસંબંધ જોડયાની ચાવીરૂપે હાજર રહેલા ગામના અગ્રણી કારભારી, પાટીલ, જાગલ્યા અને બંને પક્ષના બેચાર સગા (દ્વારા) કેટલીક ચકાસણી અને તળપદી પૂજાવિધિ બાદ આ સાક્ષીઓ માંડવ નીચે ગોળ, બિસ્કિટ, ચા, મધ જેવું કંઈક ખાધને પેયવાળું ખાખરાનું પાન હાથમાં લઈ ઊભા રહે છે. અગ્રણી જાહેરાત કરે છે કે; સાંભળો ભાઈઓ બહેનો નવરી સન્તીબેન અને નવરા સામજુભાઈ નામની વ્યકિતઓ સાથે એકબીજાની પસંદગીથી લગ્ન સંબંધ પસંદ કર્યો છે. બંને વેવાઈઓને પણ એ પસંદ પડયો છે.

હિરા બારવા જામીન હાય,
પારસે પીપળો જામીન હાય,
સુકસૈયના જામીન હાય,
અડળ ચાંદની જામીન હાય,
પાચી ગાવના પાચ પાટલા જામીન હાય,
પાચી ગાવના પાચ પાટલા જામીન હાય,
પાચી ગાવના પાચ કારબારી જામીન હાય,
પાચી ગાવના પાચ જાગલ્યા જામીન હાય,
પાચી ગાવના પાચ મારોતિ જામીન હાય,
બસ દુસરા કાય ? આતા બસ.

ઉપરનાં ગીતમાં જળદેવતા, પારસ, પીપળો, ચાંદસૂરજ, અચળ ધ્રુવ, પાંચ રાજા, પાંચ પટેલ, પાંચ કારભારી, પાંચ જાગલ્યા, પાંચ હનુમાનની સાક્ષીઓથી મોટી પેન સંપન્ન થાય છે.

આ વિધિ પૂરી થતાં જમણ, નૃત્ય રમલી, તમાશાથી આખી રાત મનોરંજનનો મહોત્સવ માણવામાં આવે છે.

**વિદાય ગીત**

નીળી સારુંગી મોતે ભર પાની વ,
નીળી સારુંગી,
આતાં સોળા વ માયીની મયે વ,
આતાં સોળા વ...નીળી સારુંગી,
આતાં સોળા વ બાપાની મયે વ,
આતાં સોળા વ...નીળી સારુંગી,
આતાં સોળા વ ભાવુની મયે વ,
આતાં સોળા વ...નીળી સારુંગી,
આતાં સોળા વ બઇનની મયે વ,
આતાં સોળા વ...નીળી સારુંગી,
મોતે ભર પાની વ, નીળી સારુંગી.

આ વિદાય ગીતનો ભાવાર્થ અતિસુંદર છે. અહીં કન્યાને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે કે હવે મા-બાપ તેમજ ભાઈ-બહેનની માયા છોડીને સાસુ, સસરા, નણંદ, દિયરની માયા ઝાલવાનું કહેવામાં આવ્યું છે.

**શ્રમગીતો(કામ કરતી વખતનાં ગાના)**

કુરાડી પાજ વ બાઇ, કુરડી પાજ વ...(૨)

દુબળ્યા કુનબી બાઇ વ, બાઇ ખાંડની કર...
ખાંડની કરબાઇ ખાંડની કરબાઇ કર...(૨)
દુબળ્યા કુનબી બાઇ, લાવણી કર લાવણી કર...
લાવણી કર વ બાઇ, લાવણી કર...
ઢગકામેઘ બાઇ  ઉદળ માંડ વ બાઇ,
બાઇ ઉદળ માંડ વ...અ...(૨)

આ ગીતમાં કુકણા જાતિઓ પણ ખેતીના પ્રસંગે, જેમ કે ઘરમાં દળણું દળતી હોય કે ડાંગર ખાંડતી હોય કે રોપણી કે કાપણી જેવા કામો કરતી વખતે ગીતો ગાય છે.

ભાઉ રે ભાઉ માલા બાજરીચા,
દળના માલા નીંહીં દળાયજત,
ભાઉ રે ભાઉ (૨)
ભાઉ રે ભાઉ માલા બાજરીચા,
ભાખરમાલા નીંહીં બનવાજ ત,
ભાઉ રે ભાઉ (૨)
ભાઉ રે ભાઉ માલા
નાગલીચા દળન માલા નીંહીં દળાયજત,

ભાઉ રે ભાઉ (૨)

આ ગીતમાં ભાઈને ફરીયાદ કરે છે. મારાથી બાજરીનું દળણું, નાગલીનું દળણું, ઘંઉનું દળણું, જુવારનું દળણું, અનાજનું દળણું દળાતું નથી. રોટલા પણ બનાવતા આવડતું નથી. એવું કહવામાં આવ્યું છે.

**વરસાદનું ગીત**

પાની કા વરસીલ, ગારુંની પાની પાની ગ અ -
ગહૂં કા પીરું વ, રસાળ જમીનમાં વ અ
ગહૂં કા વાળવું વ, સૂરયે તાપ ખાલી વ અ -
પાની કા વરસીલ,ગારુંની પાની પાની ગ અ -
પાની કા પીરું વ, રસાળ જમીનમાં વ અ

આ ગીતમાં ચોમાસાની ઋતુ પર જ વરસાદનો આધાર છે. જેથી જમીન સરસ ખેડીને તૈયાર કરી મૂકી છે. એટલે સારો વરસાદ થાય તો મારે ઘંઉ નાખવા છે. તેથી ખેડૂત વરસાદને વિનંતી કરે છે.

**દારૂના ગીત (દારૂના ગાના)**

માજે નવર્યાની છોડલીય દારૂ,ન દેવ બાઇ પાવલાય ગ (૨)
માજે નવર્યાની છોડલીય દારૂ, ન દેવ બાઇ પાવલાય ગ (૨)

ઇલે પીલેનું ફોડા નારેળ દેવાલા ,
કોની હા રસ્તા દાવલે તુંમચે બાપાલા,
સુકાચા સારા ન સવસાર ન્યારા,
સુકાચા સારા ન સવસાર ન્યારા,
સોન્યાચા દિવસ ઉગવલાય ગ બાઇ,
માજે નવર્યાની છોડલીય દારૂ, ન દેવ બાઇ પાવલાય ગ (૨)

આ ગીતમાં પોતાના પતિ વધારે દારૂ પીએ છે ત્યારે ભગવાનને વિનંતી કરે છે. કે તમારું નામ લઇ નાળિયેર ફોડીશ પણ દારૂ છોંડે ત્યારે પોતાના સોનાનો દિવસ ઉગશે આવુ કહેવાયું છે.

**ગોવાળિયાના ગીત**

ગવળી લોકોનચા હો, ગાય ગોરા બહેકેલે હો,
તો ગાય ચૂકેલા હો, આડવે ડાંડી ગેલા હો,
આડવે ડાંડી ગેલા મન, ઘાટ ચઢુન ગેલા હો,
ઘાટ ચઢુન ગેલા મન , મહાદેવની ગોરા વળખેલા હા,
ગોરા વળખેલા હા, ગવળી લોકોનચા હો,

આ ગીતમાં પશુધનવાળા (ગોવાળો) નો બળદ જંગલમાં ચરવા જતા રસ્તો ભૂલો પડયો , ને બીજો રસ્તો

પકડી ડુંગર પર ચઢી ગયો, તે બળદને મહાદેવે ઓળખ્યા તેમણે દોરડાથી બાંધીને થાંભલીને બાંધી દીધો. પછી તેમણેએ બળદને કથાઓ શીખવી .ને નંદી બનાવ્યો. તે નંદીના શીંગો રંગાવી પીતળની શોભા કરાવી.નંદીના ગળામાં ઘુઘરાઓ બાંધ્યા. હવે તે નંદીને પૃથ્વી પર કોકણ પટ્ટીમાં ઊતાર્યા, પટેલની વહુએ નંદીની આરતી ઊતારી પૂજા કરીને પછી ત્યાંથી વળાવ્યો.

**હાલરડાંનું ગીત**

બાબાની આઇસ ડોંગરલા જાયજો
આલા પાના ખાયજો
ઇબાલા દૂદું લયજો વ અઅ

માતા જંગલમાં કોઇક કામ માટે જાય છે. ત્યારે મોટું બાળક હોય તે નાનાં બાળકને ઝોળીમાં ઊંઘાડે છે. ત્યારે બાળક હાલરડું ગાય છે. બાળકને પણ રડતું હોય તો છાનું થઇને ઊંઘી જાય છે.

ઓબાબો હો બાબા
નીજ યેતી વ બાબાલા,
નીજ જાયજો બાબા -
ઓ બાબા આ -

દાદી બાળકને ઊંઘાડે ત્યારે પ્રેમાળ ભાષામાં હાલરડાં ગાય છે. તેમાં પૌત્ર પ્રત્યેનો પ્રેમ વ્યકત થાય

છે. દાદી કહે છે. કે ઓ બાબા તું ઊંઘી જાજે. મારા બાબાને ઊંઘ આવે રે મારા બાબા તું ઊંઘી જજે.

સોનેરી પાળના ગ, રેશમી દોરગ અ(૨)
બાપાચા લાકડા ગ, ઝોકા દે તે લાંબ લાંબ અ(૨)
નિજરે માજયા તાન્યા તુ ગ, નિજરે માજા બાળ અ(૨)
માઇચા લાકડા ગ, ઝોકા દે તે લાંબ લાંબ અ(૨)

આ ગીતમાં પોતાનું બાળક ઊંઘતું નથી એટલે મા કહે છે કે; મા બાપનો એટલો લાડકો છે, કે અમે તારા માટે સોનાનું પાળણું (ઘોડિયું) લાવ્યાં છીએ. એની દોરી કોઈ સામાન્ય નથી રેશમની છે. દોરીથી તને દૂર-દૂર હિંચકા નાખી રહી છું. જેથી તને નિંદર આવી જાય.

**ડુંગરના ગીત**

આડવે ડોંગરી કાપાલા હો. મેળ આલે કારવાલા હો
મેળ આલે વાસાલા હો, ગાય ચડ ઘસાલા હો-
યે ગાયીચે વાસાલા હો, ગાય ચડ ઘસાલા હો -
તો વાગ ચડ ઘસાલા હો, ગાય યેલી ડાંડાલા હો,
વાગ ગેલા કાપરીલા હો, ગાય યેલી ઘરાલા હો,

આ ગીતમાં ડુંગરના કાંઠે મેળ (વનસ્પતિ)નો ફૂલો આવ્યા છે. એ મેળનાં ફૂલોનાં સુગંધથી ખેચાઈ, ગાય

ડુંગર પર જવા લાગી એ ગાયની ગંધથી વાઘ પણ ડુંગર પર ચઢવા લાગ્યો. હવે ગાય બીજા રસ્તે ઘરે આવીને વાઘ તેની ગુફામાં ગયો.

**સાંબેલાના ગીતો**

સાગવ્યા ઉખળ, ખૈર્યા મુસળ વખૈર્યા મુસળ -
કાંડના કાંડાયે, વંડાયે,
સાગવ્યા ઉખળ, ખૈર્યા મુસળ વખૈર્યા મુસળ -
કમદયા ભાત દીડકયાં કાંડાયે વ દીડકયાં કાંડાય ,
પાટલાયા ભાત ફાંદા ફેળાયે જાઉ, રામા રે હરિ ગોમા રે -
પાનીત રંગલા યેલ્યા કરંજ યેલ્યા કરંજ વ
ફલાયે લાગીલ ધમધાયે વ ફલાયે લાગીલ વ

આ ગીતમાં સ્ત્રીઓ ડાંગર ખાંડવાનું કામ કરે છે. તાલ બદ્ધ નૃત્ય કરીને ગીત ગાય છે.

**તમાશાના ગીત**

એ ગનરાયા શિવાભકિત કરુયા, એ ગનહાય
નમીતે વ તુજલા, વંદિતે કરુ તુજલા, એ ગનહાય

પહેલા વ વંદન માજા ધરતીમાતાલા એ ગનહાય
દુસરા વ વંદન માજા માતાપિતાલા એ ગનહાય
તીસરા વ વંદન માજા કનસરીસાતાલા એ ગનહાય
ચોથાા વ વંદન માજા ગાવતરીસાતાલા એ ગનહાય
પાંચવા વ વંદન માજા આભદેવાલા એ ગનહાય
સાહવા વ વંદન માજા ફિરતા મંડળલા એ ગનહાય
સાતવા વ વંદન માજા ફિરતા આલી જનત્યાલા એ ગનહાય

આ ગીતમાં એવું કહેવામાં આવ્યું છે. અમે નમન કરીએ છીએ, ગણરાયાને, ધરતીમાતાને, માતાપિતાને, અન્નદેવી, ગાયમાતાને, આકાશદેવને, આકાશમાં ફરતું મંડળને અને છેલ્લે આ ભવાઈની જે શોભા છે. એવા દર્શકોને નમન કરે છે.

**લાવણીની સાખી**

આરે ખાનદેશમદી દિસતી મુલુક મયદાન હો
આરે ખાનદેશમદી દિસતી મુલુક મયદાન હો
આંબા કરુંમદીચાં ઝાળી, આંબા કરુંમદીચાં ઝાળી હો
આરે ગુજરાત મદી દિસતી કાળીભૂય હો

દિસતી કાળીભૂય હો
તે ભૂંયલા બીન પુરૂષના બાળ કસા ઝાલા હો -
આરે લાહન મોઠલે થોર મંડળી બસલે,
મી તુમચે માંડયાવર ચાલ્યા કરુ હો
મી તુમચે માંડયાવરલા લેક આઇ, રાગ નોકો કરું હો -
યે મંડળીમંદી મી વાઇટશબ્દ બોલીન,
તું રાગ નોકો કરું હો -
આરે લાહન મોઠલે થોર મંડળી બસલે,
માતા કાહો પિતાલા નમલા હો -
આરે લહુચે પિંજરેમંદી કોન કિરુવ્યા મારતી હો
આરે અસી સકી કકોન મનાવત હો
ધુલદા ગાંવાચા રામુ સોહિર હો

આ તમાસા નાટક મંડળીમાં આવતું લાવણી (લલકારાય એવું કાવ્ય)માં ગાવામાં આવે છે. પહેલા વાકયોમાં મહારાષ્ટ્રની સરહદ પર આવેલી કુંકણા લોકોની જમીન અને દક્ષિણ ગુજરાતની જમીનની વાત કરવામાં આવી છે. જમીનમાં આંબા અને કરંમદા ફળોના ઝાડોનું જંગલ આવ્યું છે. દક્ષિણ ગુજરાતની જમીનમાં શેરડીનો પાક વધારે થાય છે. આ શેરડીના પાકને બીજ આવતું નથી. ફકત શેરડી જ કાપીને રોપવામાં આવે છે. તેથી શેરડીને

વગર પુરૂષનું બાળક કહ્યું છે. બીજા વાકયોમાં ધરતીમાતાની મહાનતા દર્શાવી છે.

**વાર્તાઓ**

કુંકણા સમાજમાં મૌખિક સાહિત્યમાં વાર્તાઓ અને કથાઓ સતત નવી નવી મળતી રહે છે. કેટલીક વાર્તાઓમાં આવતા પશુપક્ષીઓ માણસોની બોલી બોલે છે. કેટલીક વાર્તાઓમાં દેવી-દેવતા અને દાનવોની ચમત્કાર આવે છે. વાર્તાઓમાં સંસ્કૃતિ, પ્રકૃતિ અને ચમત્કારનો સમાવેશ થયો છે. તેથી કોઈપણ લોકો વાંચીને આનંદ માણી શકે છે.

**ગીરાધોધ**

ગીરાની ગીઠ ઈસી આહા કાય સતેયુગમાં ગીરા નાવના યેક ગોહો હતા. ગીરલી અની બુરથડી તેને દોન બાયકા હતેત. યેકદા તેહને મદી ઝગળા હુયના તીની જનાં ઝોળાયનાંત મગઅ રગવાયજી અન મગઅ જેને તેને ઠીકનલા રહુલા વ્યાંત. ગીરા ગીરમાળ ગાંવને નજીક નયમાં બીસી જાહા. તાહાં યે નયનાં નાંવ ગીરા પળનાં.

ગીરમાળ ગાંવને નજીક ગાંવદહાડ ગાંવને પાસીહુન ગીરા નય જાહા. યે ગાવસીં ગીરલી અની બુરથડી નાવનાં ચાંગલા મોઠલા દાહળાં આહાત. ત્યા દાહળાં પોકાં વંડાં બાહાંત. આજ ઘર તેલા કોની માપી નીહી શકનેલ. ગીરા, ગરલી અની બુરથડીની ખળક કુદરતી રીતે બનેલ કુદરતી રચના આહા.

**ગુજરાતી અનુવાદ**

લોક માન્યતા પ્રમાણે જોઈએ તો સત્યુગમાં ગીરા નામનો પુરુષ હતો. ગીરલી અની બુરથડી તેની બે પત્નીઓ હતી. એકવાર કોઈક કારણસર ત્રણેયનો ઝગડો થયેલો. છેવટે મારામારી થઈ એટલે રિસાઈને પોતપોતને યોગ્ય એવા સ્થળે સ્થાન ગ્રહણ કર્યુ. તેથી ગીરાએ ગીરમાળ ગામની નજીક નદીમાં સમાધિ લીધી, એટલે આ નદીનું નામ ગીરા પડયું. ગીરમાળ ગામની નજીક ગામદહાડ ગામ પાસે ગીરલી અને બુરથડી નામના સુંદર જળાશયો આવેલા છે. એની ઊંડાઈ કેટલી છે તે આજ સુધી કોઈ માપી શકયું નથી. ગીરા, ગીરલી અને બુરથડીની દિવાલ અદ્‌ભુત ખડકમાંથી બનેલી કુદરતી રચના છે.

**કનસરીદેવી**

યેક ડોસલાં હતા. તીના યેક પોસલ્યા પોસા હતા. તે પોસલ્યા પોસા આતાં જુવાન હુયના. યેક દિસ પોસલ્યા પોસા  આઇસલા સાંગ કાય આપલે માં બારીક હતાંવ તઠુન પકા અપદાવાળા આહાંવ.

યે પોસલ્યા પોસાની ખેતમાં નાગલી, બેંદરી ઇસા રોપેલ. તઠ તો સકાળના ઉઠીસન નાગલીને હેરુલા ગ્યા. કનસરી દેવી દેવદારકાલાહુન ઉતરી પોસલ્યા પોસાને નાગલીને ખેતમાં બિસનેલ હોતી. તેલા જરાક પન માહિતી  નીહી પડનેલ. નાગલી હેરતાં હેરતાં તેની નદર કનસરી દાવી નર પડની . પોસલ્યા પોસા ઇચાર કરુલા લાગના કાય યી કોન આહા ? માગુન તો શોધુલા લાગનાં

તું કોન આહસ ?

માલા માહિત નીહી.

તુ કઠલી ? કોનાની પોસી આહાસ ?

માલા માહિતી નીહી.

માગુન પોસલ્યા પોસા સાંગુલા લાગના કાય , તુ માને હારી યેસીલ કાય કનસરીદેવીની ઇચાર કરાં કાય, માં પન ખેતી કામ કરીશન યે ઘરતી વર રહીન ત બેસ. તે પોસીની તેને હારી જાવલા હા પાડાં. તે વખતલા નાગલીનાં ખેતમાં નાગલીને સોડ વર ફૂલાં આનલાં, તેવરહુન પોસલ્યા પોસાની તીનાં નાવ ફૂલવંતી રાખાં.

ઘર ત ગ્યાત પન ઘરમાં કાંહીજ મીળ લીહી. ઘરમાં કાંહીજ મીળ નીહી. ઘરમાં દોન જ ભાકરીનાં પીઠ

હતાં. ફૂલનંતી ભાકરી કરુલા બીસની ત દોન ભાકરીને ચેર ભાકરી હુયનેત. પોસલ્યા પોસાલા ફૂલવંતી બેસ લાગની. તેની તીલા તઠ જ રાખી પાડાં. પોસલ્યા પોસાને ઘરમાં અન્નપાની વધુલા લાગનાં જરાકજ નાગલીની ખેતી કરત ત આખાં ઘર ભરી જાય.

ઇસાં કરત કરત ખુબ દિસ નીગી ગ્યાત. યેક દિસ ફુલવંતી નાગલ્યા નીવડુલા બીસનેલ. તડ સાસુસની સાગાં કાય તુ કઠલી આહાસ ? તુને આઇ બાપના કાય નાંવ આહા? તઠ તીની નાગલ્યા દાખવેત, દળુલા ગય તઠ પીઠ દાખવાં કાય જ માં થી આહાંવ.

ફૂલવંતી નાવ સાંગ નીહી તે સાટી સાસુસ રોજલા તીલા ઝગળહ. શોધી શોધીની સાસુસલા પકા કટાળા આના.

યેક દિસ ફૂલવંતી ભાકર કર હતી. તઠ સાસુસ યીસની સાગુલા લાગની કાય આતાં તરી તુનાં નાંવ સાંગ ઇસાં કરીસન ફૂલવંતી પીઠના ગોળા જ દાખવુલા લાગની સાસુસલા મનમાં પકી રગ ભરની. તે સાસુસની ચુલા

માસુન પેટેલ ભીતુક ઉખલીની કનસરીદેવી ના તોંડલા ચોળી દીધાં.

તોંડલા પેટેલ ભીતુક ચોળી તાહાં કનસરીદેવી રગવાયની. તીનાં આંગળાં લીસની રસ્તાલા નીંગનીં. હિંડતાં હિંડતાં પોસલ્યા પોસાના ખેત આનાં. જે જાગા વર પૂળ બીસનેલ તે જાગા વાર જાઇસની બીસી ગય.

માગુન પોસલ્યા પોસા ઘર આનાં ઘરમાં તો ફુલવંતીલા શોધુલા લાગન આઇ ફુલવંતી કઠ ગય ? તીની સાંગાં કાય ફુલવંતી યે વાટેલા ગય. તો આઇસલાં સાંગુલાં લાગના. તું ફુલવંતીલા ઝગળ હવીસ તાંહા તી ગય.

માં તીલા ઝગળનેલ નીહી તી ઇસી જ ગય. ઇસાં કરી તીની સાંગાં અની મગ તો ફુલવંતી તે વાટલા ચાલુલા લાગના. હિંડતાં હિંડતાં તો યેવતેવ હેરુલા લાગના. સિ કરત તો નાગલીને ખેતમાં નીંગી ગ્યા. તઠ તેની ફુલવંતીલા હેરાં. જો જાઇસની સાંગુલા લાગના કાય તું અઠ બીસી કાય કરસ ? માની આઇસ તુલા ઝગળની હવી ?

તુને હાઇસની ખુબ વેટ કરી ટાંકાં આતાં માં ઘર યેવલા નીહી. જ્યા જાવલા હવાં ત ઘાંવ. માં તુલા લીલે સિવાય નીહી જા પોસલ્યા પોસા તીને હાતલા ઘરી ઉઠવુલા લાગના, તઠ તીના તળપાય ભૂંયમાં ગ્યાત. ભૂયમાસુન હિસફુલા લાગના ત તીના પાય ગુળગીપાસુન ભૂયમાં ગ્યાત. તઠુન દુસરા હિસકા દીધા, તાહાં કંબર પાસુન ભૂયમાં ગય. જેવજેવ હિસફુલા લાગના, તેન તેવ ઘોગીપાસુન ભૂયમાં ગય. માગુન તેલા સાંગુલા લાગની કાય આપકી રે સાયબામાં તુની રાની , ખાય પીન ચાંગલાં રહ હતાંવ પન આતા તુની આઇસ ખાય ખાય ઝાળી હુઇ ગય. ઘરમાં કની વધી ગય. તાહાં તી માને તોડલા ભીતુક ચોળી દીની. આતાં માલા પકી રગ લાગનીહી.

જલમની હિદાની આતાં માલા રહી ગય. આતાં - માં યેહી નીહી, માની ચાકરી કરુલા હવાસ ત

માને વેનીના યેક ગોડા આહા તો  લી ઘાંવ, માં કનસરીદેવી, તુને ઘરમાં આનેલ પન તુલા કમાવાયજેલ નીહી, અની ખાવાયજીલહી નહી. આતામાં દેવદારકાલા ઇન્દરસભાલા જાઇન. તઠમાં રાજ કરીન. માં માને ઘર અની તું   અઠ રાજ કરજોશ. માં તુજે સપનામાં યીન પન આતાં આપલે યેકુવયેરાનાં તોડ નહી હેરજન. ખાય પીની રાજ કરજોશ. ખેતી કરસીલ તેલા પૂજજો અની કનસરી દેવીનાં નાંવ લીજો. માં હિદાની માને હોટલા રહી ગ્યા.   હોળા જુગ ઉલથાજી ગેત. આજુન કનસારા પેદા હુયની હવી ત તીનાં તોડ કાળાં જ આહા. તી હિંદની સાસુસને હાતની રહી ગય.

### ભાવાર્થ

(અન્નદેવી વાર્તાનું બોધતત્વ વિશિષ્ટ છે. કુકણા સમાજમાં ધાન્યનું મહત્વ અનન્ય છે. તેથી સાક્ષાત ભગવાન જેટલી જ અન્નદેવીની પૂજા, અર્ચના થાય છે. આપણાં જીવનનો મુખ્ય આધાર ખોરાક છે. ખોરાક વગર આપણે એક પળ પણ રહી શકતા નથી, એટલે  અનાજનું  અપમાન કરવું  એ ભગવાનનું  અપમાન બરાબર છે.ધાન્યનું મહત્વ ફકત આ સમાજ માટે નહી, પરંતુ સમગ્ર પ્રજાને માટે સમજવા જેવી  બાબત છે.)

### મોહવાસી દારૂ

યેક સુનાં વન હતાં. યે સુનનલા. પોપોટ વાગ અની ગધળ રહ હતાત. તેહની પકી દોસ્તી. જેવ જાત તેવ હારીજ હિંડત. ચરુલા જેને તેને રાનલા જાત. માગુન ત્યાં યેક જાગાવર ગોળા હુયત. ઇસાં કરત યેક દિસ ગધળ અજેરી પળના. બીમારીને કારની ગધળ મરી ગ્યા. સુનેવનલા તેહી મસાન બનવી. ગધળલા તેહી

ખાલ્યા પાસી લી થેવાં માગુન પોપોટ સાંગુલા લાગના. આપલે યે ગધળ વર કાંહી રોપી દેવ ઇસાં સાંગીન તો બી ગવસુલા ગ્યા. તો ઝાળીલા ઇહંડના પન કાસનાંજ બી નીહી સાપળીલા સેલ્લવર તેલા યેક ટોળબી સાપળની. તી ટેળબી લીન તો ગધળને મસાન પાસી ગ્યા. વાગ સોદુલા લાગના કાસનાં બી બયનાસ ?

પોપોટ સાંગ, માલા કાંસનાંજ બી નીહી સાપળીલ, પન એક ટોળબી મીળની, તી માં લી આનાંહાંવ. માગુન તેહી ખાળા ખનીની તેમાં ગધળલા બુજી દીધા. તેને વર મુહુની ટોળબી ઠાની દીધી. પાની વરસના તાહાં તી બી ઉગી નીગનાં. જીસા જીસા દિસ નીગત જાત, તીસા તીસા તો મુહુ વાળુલા લાગના. એક દિસ કરતા દોન દિસ કરતા મુહુનાં ઝાડ વાળનાં. તો મુહુનાં ઝાડ બારીક જ હતાં, પન તેલા પકાં મોહવાં પળત. ત્યાં દોની દોસ્તાર મોહવાં ઇચુલા લાગનાત. મોહવા ઇચી ઇચીન તેહી વાળત ટાંકાંત.

તેહી ઇચાર કરાં કાય યે મોહવાને ફુલાંસા આપલે કાય કરું ? કોનાલા તરી શાધું કાય કામ દેતાં હાં ? તેહાંલા યેક દિસ કાળભુત મીળના. તેલા તેહી સાંગા કાય આમા પાસી યેક વસ્તુ આહા. તેના કાય કરુલા? તી માહિત નીહી પળ. માગુન તેહી કાળે ભુતલા તે મોહવાં દાખવાંત. કાળે ભુતની ઘઘારમાં મોહવાં થેવીન વરહુન પાની ઉભરી દીધાં.

કાળભુત દારૂ બનવીન ઝાળીમાં પોળસનાં પાનાં લેવલા ગ્યા. દોન જન તેલા પકા વાટ હેરત. માગુન કાળેભુત પોળસનાં પાના લી આના. કાળભુત દારૂ વાટુલા લાગના. તીની જન બીસીન દારૂ પેવલા લાગનાત. પૂળ ત વાંય વાંય પી હેરનાત. તીસાં કરત કરત, માજ ચળ હોળીક દારૂ પીનાતા, તાંવત અખાજન પોપટને ગત બોલુલા લાગનાત. દારૂના ચવ તેહાલા લાગના, ત્યા પકા જ પેવલા લાગનાત.

તેહાલા પકા માજ ચળના.

માગુન ત ત્યાં વાગને ગત આરડત.

પકા મા જ ચળના તાહાં ત્યાં જો તો જ દારૂ કાળીન પેવલા લાગનાત. માગુન તેહી પકી દારૂ પીધી. અખા સુદ ભુલી ગ્યાત. ત્યાં જઠ તઠ જ નીજી ગ્યાત. માગુન ત ત્યાં ગધળ સારકા લોળત યે દારૂની ગોઠ જ ઇસી આહા. પોપોટ, વાગ અની ગધળ યે તીનીસી સાળ દારૂળે માનુષમાં હેરુલા મીળહ.

**ભાવાર્થ**

(આ સમાજમાં દારૂ (મધપાન)ના સંસ્કાર અનાદિકાળથી જોવા મળે છે. સામાન્ય રીતે બાળકના જન્મ પ્રસંગેની વિધિમાં અને મરણ પ્રસંગની વિધિમાં દારૂનો ઉપયોગ થાય છે. તેમજ કેટલાક તહેવારોની વિધિ વખતે દેવને દારૂના ટીપાથી સત્કારવાનો રિવાજ છે. આ સિવાય ઉત્સવોની ઉજવણીમાં કુંકણા લોકો દારૂ પીને આનંદ ઉમંગથી ઢોલના તાલે નાચે છે. આમ મધપાનના સંસ્કાર કુંકણા આદિવાસીઓમાં પરાપૂર્વથી છે. તેથી મહુડાનો દારૂ વાર્તામાં આ વિષયનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ વાર્તામાં દર્શાવિલા પાત્રો બાળવાર્તાના પાત્રોની જેમ પશુપક્ષીઓ માનવની બોલી બોલે છે. વાર્તાના અંતે દારૂડિયા માણસના લક્ષણો તારવીને વાર્તાનો બોધપાઠ દર્શાવ્યો છે.

**કુંવારી છોકરીની વાર્તા**

એક ગુરુ હતા. તો રોજ દુસરે-દુસરે ગાવમા જાઇસની લોકાસાહ પાસી માગીસની ખા હતા. કોની તેલા

ખાવલા દે કોની ની દે. એક દિસ એક બાયકોની તેલા તાતી આંબીલ દીદી. પન આંબીલ લેવલા તે પસ બાસનની હતા. ત કાય કરીલ ? તે બાયકોની તાતી જ આંબીલ તેને હાતવરજ વતી દીદી. ગુરુ ભુજલાયના પન માગુન લેગ લેગ પીખાઇ લીહના.

ગુરુને જે હાતવર આંબીલ વતેલ તે હાતલા ફોડ આના તો ફોડ ફૂટજ ની હતા. એક મહના ગે, દોન મહિના ગેત ઇસા કરતા નવ મહના અન નવ દિસ હુયનાત અન તો ફોડ ફૂટના. તેમાસુન એક મસ્ત પોસીના જલમ હુયના. એકદમ ગોરીવાન પોસી. દિસાલા દિસ મોઠી હુયત જા. જસી મોઠી હુયની મગ ગુરુમીક માગુલા જા. જાહા સાંગી જા. ઇય કઠ જાસી નોકો પન પોસાં તે પોસાં તે પોસાં ખેળુલા ત જાવલા જ.

તી રોજ રાજાને પોસાસે હારી ખેળુલા જા. રાનીની તીલા હેરા તીના રૂપ હેરીની તીલા ઇરસે હુયની તી તે પોસીલા મારુલા ઇચાર હતી. તી પોસીલા રોજ મારુલા નવા નવા નુસકા કાહડ પન પોસી કાય મર નીહી. એક દિસ તીની પોસીલા વરલે માળવરુન ટાકી દીદા પન પોસીલા કાહીજ ની હુઇલ.

એક દિસ તી પોસીલા સાંગ કા તુને બાહાસલા સોદી યેજોસ કા તુના મરન કઠ આહા. પોસી રાતના ગુરુલા સોદ બા માના મરન કઠ આહા. ? ગુરુ સોદ કાહા બાય ઇસા જ. ગુરુ સાંગ સુનેવનમાં એક પાતળે તળાવ આહા તેને મદોમદ એક વડના ઝાડ આહા તેવર એક પોપટ આહા તે પોપટને ગળાત માળ આહા તી માળ કાહડી લીદી કા તુના મરન હુઇલ.

સકાળને પોસીની રાનીલા જાઇસની સાંગી દીદા. ઇકડ રાનીની બિમારીના નાટક કરા. રાજાની અખા વેદ ભગત બોલવાત પન બિમારી કાહી મીટ નીહી. મગ રાનીની રાજાલા સાંગા કા સનુવનખંડાત પાતળે

તળાવ આહા તેને મદોમદ એક વડના ઝાડ આહા તે ઝાડવર પોપટ રહહ તેને ગળાતુન માળ કાહડી લયસાલતજ સાના રોગ મિટીલ. રાજાની સયનીક સાહલા હુકુમ દિદા કા તે પોપટને ગળાતુન માળ લી યે.

સયનિક તઠ ગેત અન ઝાડ વર ચહડત તાહા પોસીને જીવલા વાઇટ હુઇ ગે. જસા જસા પોપટને જવળ જાત તસા તસા પોસીના જીન નિંગત જા પોપટને ગળાતુન માળ કાહડી અને પોસી મરી ગય. ગુરુ ત રડુલા લાગના. તેની એક પેટી બનવી અન પોસીના મુડદા પેટીત ઠવા અન સુનેવનખંડાત એક નીગ ઠવી આના. રાત પડની અન રાનીની માળ ગળાતુન કાહડી ત પોસી જીવતી હુયની. સકાળને પેટીને જાગાવર એક મોઠા મહેલ હુઇ ગે. રાની રાતના નિજુલા તાહા માળ કાહડી ઠવ કા પોસી નીગી હુય અન દિસના પોવીલે કા આજુ મરી જા.

એક દિસ રાજા શિકાર કરુલા જંગલમાં ગે. અળા દિસ શિકારની મીળીલ ત પોંકે દુર નીંગી ગે. તેને હારીના સયનિક ભૂકેનાત ત તે પાસા ફીરી આનાત અન રાજા એખલાજ જંગલમાં ભુલવાયના ઇકડ તીકડ હરે કોઠ એક ઘરની દેખાય જ તેલા બી ભૂક લાગી આનેલ તીસ લાગી આનેલ. એક ઝાડ વર ચહુડના અન ઇકડ તીકડ હેરુલા લાગના એક નીગ ધવળા ધવળા કાહી દીસતા મગ રાજા તઠ જાઇ હેર ત તઠ મોઠા મહેલ આત જાઇ હેર ત કોની જ નીહી. એક ખોલીત એક ગોરીપાન, રૂપવાન પોસી નિજેલ હતી. પોસી આતા મોટી હુઇ ગયેલ અન એકદમ તીના રૂપ હેરી રાજા ત તીવર જીવ ટાકુલા લાગના. તીલા ઉઠવી હેર પન પોસી કાહી ઉઠ નીહી. રાત પડની અન પોસી ઉઠની તીની ખાવલા બનવા અન મગ રાજાલા હેરીપાડા મગ રાજાલા સોદ કા તુ કોન આહાવ શિકાર કરુલા આનેલ પન જંગલમાં ભુલવાયની ગયેલ ત મા અઠચી પુરનાવ.

રાજા અન તે પોસીમા પ્રેમ હુઇ ગે રોજ રાજા રાતનાજ પોસીલા મીળુલા પેવલા લાગના દિસા માગ દિસ ગેત મહના માગ મહના ગેત પોસી પોટાળી રહની અન તીની એક પોસાલા જલમ દિદા. પોમા દિવસના એખલાજ ખેળ અન રાતના પોસી તેલા ખેળવ. પોમા મોઠા હુયના અન ચાલુલા ખેળુલા લાગના પન સુનેવનખંડાત પોસા એખલાજ પડી ગે. એક દિસ રાજાલા પોસા સાંગ કા મા બી તુને હારી યેવલા આહાવ. પોસીની જીદ કય રાજા પોસાલા લી ગે. રાની સોદ યો કોનાચા પોસા રાની સાંગ એક ગરીબ દોસ્તારના પોસા આહા. રાનીલા પોસા પોકા ગમુલા લાગના તી રોજ પોસાલા મહેલમાં બોલવ અન તીલા ગોઠી લાવી દાખવ.

ઇકડ પોસાની આઇસ પન પોસાલા સાંગ કા ભાઉ તુ જઠ જાહાસ તઠ રાની ને ગળાત ની માળ આહા તી તુ કસાક બી કરીસન લી યે જોસ. પોસા રોજલા રાની પાસી માળ માગ પન રાની દે નીહી. એક દિસ પોસાની જીદ કય અન રાજાની સાંગા કા પોસાજ હોડા રડહત દીદેના તાહા રાનીની માળ દિદિ. અન જસી ગળાતુન માળ કાહડી તસીજ તી પોસી ઉઠી ગય અન પોસા માળ લીસની તેને આઇસ પસ લી ગે. આતા પોસી કાયમ સાટી જીવતી હુઇ ગય.

રાજાલા ઇકડ માહિત પડતા કા તે પોસીના જીવ યે માળીત આહા, અન રાની નીજ તીલા મારુલા સાટી કરેલ તાહા રાજાની રાનીલા મુંડા કરીસન ગદડ વર વસવી તંગાડી ધાલા અન તે પોસીલા રાજમહેલમાં લી આના. અન મગ ખાયનાત પહનાત અન રાજ કરનાત.

**ભાવાર્થ**

ગુરૂ રોજ ગામમાં ભીખ માંગતા જાય છે. એક દિવસ એવું બને છે કે એક સ્ત્રી ગરમ ઓસામણ હાથમાં રેડી આપે છે. તેનાથી ફોલ્લાં થાય છે. નવ મહિના સુધી ફોલ્લાં થાય છે, મટતા જ નથી. તેમાંથી એક છોકરીનો જન્મ થાય છે. તે સ્વરૂપવાન હોય છે. ગુરૂ રોજ ભીખ માંગવા જાય ત્યારે તે રાજાનાં છોકરાંઓ સાથે રમવા જાય. રાણીને તેનું સ્વરૂપ જોઇને ઈર્ષા થાય છે. જે છાકરીને મારવા જાત જાતના નુરખા કરે છે. પરંતુ છોકરી મરતી નથી, તેથી રાણી કહે છે કે; તું બાપને પૂછી આવજે કે તારું મૃત્યું કયારે આવશે? છોકરી નાદાન હોવાથી ગુરૂને પૂછે છે ગુરૂ બધી જ હકીકત કહે છે. સુનાંવનનાં પાતાળ-ખંડમાં વડ ઉપર પોપટ છે. પોપટને માળા પહેરાવેલી છે. એ માળા કાઢી લેવામાં આવશે ત્યારે મૃત્યું થશે. આવી રીતે રાણીને મૃત્યુની જાણ થાય છે. કપટથી રાણી મારી નંખાવે છે. માળા રાણીના ગળામાં હોય ત્યારે છોકરી મરી જાય છે. ગુરૂ છોકરીની લાશને પેટીમાં મૂકી વનમાં મૂકી આવે છે. પરંતુ તે છોકરી રાતે જીવતી થઈને ફરે છે. આવી રીતે એક દિવસ રાજા સાથે મુલાકાત થાય છે. તેમનો સંબંધ આગળ વધે છે. એક દિવસ તે માળા છોકરી મેળવી લે છે. અને કાયમને માટે જીવીત થઈ જાય છે. રાણીને શિક્ષા થાય છે. રાજા તેને કાઢી મૂકે છે. અને ગુરુની છોકરીને રાણી બનાવી રાખે છે.

(વાર્તાનો બોધ-પાઠ છે કે ઈર્ષા ને કારણે રાણીને સજા મળી )

**હેલા અની કોલા (પાડા અને શિયાળ)**

એક હેલા હતા. અન એક કોલા હતા. એ દોની ફીરુલા નીંગનાત. એક તઅ ઉનાળાની સીજનની તેમાં તેહની આખા દીસ હીંડયા કીદુ. હીડતા હીંડતા યેહલા તીસ લાગની એટલે એક વહઅળ હતાં તહઅ યે દોની પાની પેવલા ગેત. ઇહરામાં પાની વાંય જારાક હતાં. કોલા સાંગઅ હેલા તું પી લે ની હેલા તીં પાની પેવલા બીલગના. હેલા તઅ ગાદાબાદા સુરકાટી પી ગે. કોલા ઇસાં જ રહના.

મગઅ હેલા સાંગઅ આતા તુ કાય કરસી ? માને પોટમાં ભરાયજી ધાંવ અની પાની પી લે. પન યેક સરત કા માને પોટમાં યેક કુયલાના ઘુડુસ આહા તેલા હાલ લોકો કરસી હા, આખીની કોલા હેલાના પોટમાં ભરાઇજી ગે. પાની પી લીના. મગઅ પોટમાં યેવતેવ હેરઅ કા કુયલાના ઘુડુસ કઠઅ આહા.

યેવતેવ નદર કરી હેરના. મગઅ હેરી પાડના. હં યીં જ હવાં કુયલાનાં ઘુડુસ. તીં તઅ કાઇજ તોડીની ખાઇ ગે એટલે હેલા ત મરીજ ગે. આતાં કોલાલા તે હેલાને પોટમાસુન નીંગાયજ નીહી. તાહાં તો તેને પોટમાં જ રહના. યે અરસામાં જેઠના મહિના આના. વારા યવલા લાગના. જેવ જેવ વારા યેય તેવ તેવ વારા હેલાલા ઘસડત લી જા. તાહાં પોટમાસુન કોલા સાંગઅ સો સો હેલા દાદા, સો સો હેલા દાદા. ઇસાં કરત માગુન પાની વરસના. માગુન હેલા ગોબરાયના. તાહાં કોલા હેલાને પોટમાસુન બાહેર નીંગના. અની ધાંવદત ઝાળીમાં ભરાયજી ગ્યા.

**ભાવાર્થ**

(પાડો અને શિયાળ એ બાળવાર્તા છે. બાળકોને પશુ-પ્રાણીની વાર્તા સાંભળવાનું ગમે છે. તેથી પાડા અને શિયાળની વાર્તામાં હાસ્યરસ હોવાથી બાળકોને રસ પડે તેવી છે. પાડો અને શિયાળ મિત્ર હોય છે. પાડાનું પેટ મોટું હોવાથી તે શિયાળને કહે છે કે તું મારા પેટમાં ભરાઈને પાણી પીલે. એટલે શિયાળ પાડાનાં પેટમાં ભરાઈને પાણી પી જાય છે અને તેની સાથે સાથે પાડાનું કાળજું પણ ખાઈ જાય છે. તેથી પાડો મૃત્યું પામે છે. એટલે શિયાળ પેટમાં ફસાઈ જાય છે. ઉનાળા વખતે પાડાનું શરીર સુકાઈ જાય છે. એટલે પવનમાં તેનું શરીર ઉડયા કરે છે. શિયાળ પેટમાં હલ્યા કરે છે એટલે શિયાળને એવું થાય છે કે પાડો દોડી રહયો છે. એટલે બીહીનીસ તેને ઉભા રાખવા કહે છે કે હો...હો...હેલાદાદા, હો...હો...હેલાદાદા, પણ તે ઘસડાયા કરે છે. અહીં હાસ્યરસ ઉપજે છે. જે બાળકોને આનંદ આપે છે. છેવટે તે પાડા પર વરસાદ પડવાથી ચામડું પોચું થાય છે. પછી શિયાળ બહાર નીકળીને જંગલમાં ભરાઈ જાય છે, ત્યારે શિયાળને ખબર પડે છે કે પાડા દાદાના તો રામ રમી ગયા છે.)

**જાને ગુને (જાણકાર વ્યકિત)**

એક માનુસ હતા. તેના નાંવ જાને હતા. તેની એક બીહીબીની હતી. તેની એક બહીનીસ હતી. તી

દુસરે ગાંવ સાસરામાં દીધેલી હતી. એક દીસ જાને બહીનીસ નેઠ પાહના જાહા. જીલા ઘર જાઈની તો ભીતીલા લપાઈની બીસના હતા. તી ભીતીમાં એક ભરસક હતા તેમાસાં એક દીસ જાને બહીનીસ નેઠ પાહના જાહા. જીલા ઘર જાઈની તો ભીતીલા લપાઈની બીસના હતા. તી ભીતીમાં એક ભરસક હતા તેમાસાં બહીનીસ ભાકર ભુજતી હતી તે તો હેદેં કરઅહઅ. નીહીનીસ પાની ટાકુલા ભાહેર નીંરની એટલે જાને દુર જાતા ર, યના. તો પાસા આના તાંઉ ત બહીનીસ તેલા દેખની.

પાસી બીહીનીસ તેલા આખઅહઅ કા, બાબા, કા, મા કાય જાના ? મા ત આતાં આના. તરુપુન બીહીનીસ આંખઅ કા, તું માલા આખઅ જ. એટલે જાને તીલા આખના કા, સાત ભાકરેની એક ચાનકી ભુજની હવીસ. જ બીહીનીસ વિચાર કરઅહઅ કા બાબા જાની ગેસ. પાસી વખતેના ભાઉસ ખાઇ ની ઠાકી ગે. ની દુસરે દીસ તો પોતાના ઘરઅ એતા ર,યના.

પાસી બીહીનીસ એક દીસ કુવા વર દુસરે બાયકેસાલા વાત કરઅહઅકા, માના ભાઉસ ખોબ જાનકાર આહા. તો પાહના આનેલ હતા. તઅહઅ મા કુલેક ભાકર ભુજના હતા ત આખી દીના હતા.

એવામાં રાજાની રાનીની સર ટાકાઇ ગઇ. એટલે સીપાઇ ભગત ગઉસુલા હીંડતાહા. જે ફીરતા ફીરતા તી જ બીહીનીસ નેઠ ઇ ની આખનાત કા અંગઅ ભગત જડઅ કા ? ત બીહીનીસ તેહલા આખઅ કા, માના ભાઉસ અમુક ગાંવમાં આહા. તઠઅ જા. ઇસાં આખીની સીપાઇસાલા વાટ દાખવી દીની. સીપાઇ હેદતા હેદતા જાના નેઠ ગેત.

જાનેના ઘર જાઇની સીપાઇ તેલા આખઅ કા, તુ ભગત આહસ કા? ત જાને આખઅહસ, મા ત કાંહી

જાનતા નીંસી. તરું સીપાઇ માનનાંત નીંસી. ની જાનેલા રાજાનેઠ લીગાયતાહા. આતાં બધા હારી જાતાહા ત વાટમાં એક મોહુના જાડ ઓ હો. જાને જાનઅ નીંસી તે પરમાની સીપાઇ મોહુના દોડા તોડનાતની બન્ધ મુઠીમાં કાય આહા. ? એટલે જાને આખઅ કા માં કાય જાનાં ? તો સતા સીપાઇ માનનાત નીંસીં એટલે સીપાઇ વીચારતાહા કા યો ત બરાબર ભગત આહા.

આતાં સીપાઇ જાનેલા રાજનેઠ લી ગેત. રાજા તેલા આખઅહસ કા તું દાનાહેદઅસ ક નીં હેદાં. સકાળ સકાળેના દી ઉંગીલ તઅહઅ દાના હેદીન. પાસી રાત પડી એટલે જાનેલા દાળ, તલ, ચોખા, ઇસાં બધાં રાન્ધીખાવલા સાધન દી દીધાં. પુન જાને રાન્ધના નીંસીં કાહા કા તેના મનમાં સકાળે કીસા હુયીલ તેના વિચાર ચાલહતાત એટલે ઓ ત ભુકા રયના.

ઓ ભુકા હતાની વીચારહતા એટલે તેની નીન્દ આની નીંસીં. વીચારહતા એટલે તેની નીન્દ આની નીંસી. એટલે તો બબ્ડહઅ કા નીજુલી ની બીતુ લી અઠઅ એ. ? આતાં નીજુલી ની બીજુલી બેની રાનીની દાસે હતેત. યેની રાનીના હાર ચોરેલ હતા. આતાં ભગત તેહના નાવાં બોલના તે આયકીની તરતુ જ દોની ભગત કુન ગેત જાઇની ભગતલાતા આખઅહસ કા ભગત, આમના નાંવ દેસી લોકો, બાખીં રાની આંગળઅહ, તો દગડ તળે તીલા હાર આહા. ઇસાં વાત મીળની એટલે ભગત ત બઉ રાજી હુઇ ગે.

પાસી ભગત રાન્ધીની ખાયના સકાળેના સીપાહી દાતુન લઇ દીના, ચાય લઇ દીના ની તાતા પાનીસી તેલા આંગળવના. પાસી ભગત ખડી હેદના. ભગત ખડી હેદની કાડના કા રાની આંગળઅહઅ તો દગડ તળે હાર આહા. એટલે તઠઅ જાઇની સીપાઇ દગડ ઉચકનાત ત સોનાની હાર તઠસા મીળની. એટલે ભગતલા રાજા

ખોબ પઇસા દીનાની સીપાઇસાલા તેલા ઘરઅ થવુલા દવાડાત.

પાસી જાને ખાઇ - પી મજા કરઅહઅ.

**ભાવાર્થ**

એક જાને નામનો માણસ તેની બહેનને ગામ મહેમાન થયો. તેણે રોટલા ઘડતી બહેનને દીવાલના બાકોરમાંથી જોઈને જાણી લીધું કે તેણે સાત રોટલા અને એક ચાનકી ઘડેલ છે. બહેને પોતે કેટલાં રોટલાં ઘડયાં છે તેમ પૂછતાં તેણે આમ કહ્યું. બહેને તો કૂવાકાંઠે પોતાના ભાઇના જોશની આ વાત બીજી સ્ત્રીઓને કહી.

એવામાં રાજાની રાણીનો હાર ખોવાતાં, સપાહીઓ ભગતની શોધમાં નીકળ્યા. પેલી બહેન પોતાના ભાઈનું નામ કહી તેનું ગામ બતાવ્યું. સિપાહીઓએ રસ્તામાં મહુડાનો દારૂ મૂઠીમાં રાખી તેને પૂછતાં તેણે સાચુ નામ કહ્યું. સિપાહીઓને તેની ભગતાઈની ખાતરી થઈ.

રાજાએ તેને દાણા જોવાની વાત કરી. તેણે સવારે જોવાનું કહયું. રાતમાં નિંદરડી-બિંદરડી તું આવ. તેમ તે બબડતાં હાર ચોર્યો હતો તે બે આ નામની દાસીઓએ હાર આપીને પોતાને બચાવી લેવા જણાવ્યું. હાર રાણીના નહાવાના પથ્થર નીચે મૂકયો. સવારે દાણા જોઇ જાનેએ હાર પથ્થર નીચે હોવાનું જણાવ્યું. ત્યાંથી હાર મળી ગયો જાનેને ખૂબ ધન આપીને રાજાએ તેને ઘેર મોકલ્યો. જાને ખાઇ - પીને મજા કરવા લાગ્યો.

**ટોયા ચીડાં**

એક હતા ડોસા. એક દીસ તો ડોસીલા આખઅહઅ કા તું માલા કુડાંરુડાંની ભાકર ભુજી દે, મા ટોયા હેદુલા જાંહાં. એટલે ડોસી ભાકર ભુજી દીની તી લઇની તો ડોસા ટોયા હેદુલા જાહા.

જાતાં જાતાં વાટઅ તેલા કાબર મળની. કાબર આખઅહઅ ડોસા, તું કઠઅ જાહાસ ત કાબર તેલા આખઅ કા મા નીગમાં કા? કાબર બોલની પીચેંગ - પીચેંગ એટલે ડોસા તીલા આખઅહઅ કા, ઇ ત તું જ ખાઇ જાસી. ઇસાં આખીની ડોસાની ડોસા તઠુન ચાલી પડના.

પાસા જાતાં જાતાં ડોસાલા વાટમાં એક જો, રા મીળના. તો જો, રા ડોસાલા આખઅહઅકા કા ડોસા. કઠઅ જાહાસ ? ત ડોસા આખઅ ટોયા હેદુલા. એટલે જો,રા તેલા આખઅહઅ કા મા નીં ગમા કા? ડોસા આખના બોલી હેદ,પાસી જો, રા ચુહીચૂ ચુહીચૂ , બોલના એટલે ડોસા આખઅહઅ કા ચુહીચૂ ચુહીચૂ કરીની તું જ ખાઇ જાસી. ઇસાં આખી ની ડોસા પાસા તઠસા ચાલી પડના.

આગળ જાતાં વાટલા તેલા ફીસરા મીળના. ડોસાલા ફીસરા આખઅહઅ કા ડોસા કઠઅ જાહાસ? ત ડોસા આખઅ કા, મા ટોયા હેદુલા જાંહાં, તો આખના મા નીં ગમા કા? એટલે ત ડોસા આખઅ બોલી હેદ. એટલે ફીસરા બોલના ક પીટગોળું ગાનઘોળું. એટલે ડોસા તેલા આખઅ કા પીટગોળું ગાનઘોળું. ફરીની તું જ બધાં ખાઇ જાસી ઇસાં આખીની ડોસા ત આગળ જાહા.

ફીરી ડોસા આગળ જાતાહા ત તેલા એક ટાપરેં ચીડાં મીળના. ડોસાલા તીં આખઅહઅ ડોસા, તું કઠઅ જાહાસ? ત ડોસા આખઅ મા ટોયા હેદુલા જાંહાં? ત ટાપરેં ચીડાં આખઅ કા મા નીં ગમા કા? એટલે ડોસા આખઅ તું લવી હેદ. ત ભીડાં બોલના કા,

ઉંચે રાળા નીચે માળા

તીસેમાં ટાપરેં ચીડાં ટેંહેં ટેંહેં બોલઅ.

એટલે ડોસાલ ટાપરેં ચીડાં ગમના એટલે તો તેલા ટોયુલા લીગાહા. આતાં ટાપરેં ચીડાં ખેતરમાં રહઅહઅ

આતાં એક દીસ જુવાર લી પોળુલા રાતમાં ચોર આનાત. ચોરલા હેદીની ટાપરેં ચીડાં બોલના કા જુવાર -બુવાર ખાણ્ડસા લોકો નીતઅ મા ડોસાલા આખી દીન. એટલે ચોર વીચાર કરઅ કા અઠઅ કોઇ મીળઅ ત નીંસી ની ઓ કુન બોલઅહઅ? ચોર ત ફીરી પાસા જુવાર ખાણુલા લાગના. એટલે ચીડાં પાસા બોલના કા જુવાર લી -બી જાસા લોકો, નીતઅ મા ડોસાલા આખી દીન. આતાં ચોર ત ઇસાંતીમાં હેદીની ટાપરેં ચીડાલા ધરી લીનાત.

ચોર જુવાર લીની પોળનાત. વાટમાં એક પીપળના જાડ આના. તઠઅ તે કનસાનાં પોટકાં ઉતારનાત. પાસી તઠુન જ ટાપરેં ચીડાંલા બી મારતાહા. એટલે તીં ચીડાં આખઅહક કા માલા મારસા - બારસા લોકો નીતઅ મા ડોસાલા આખી દીન. પાસી ચોર ત એલા ખાઇ જાતાહા. તરુપન ટાપરેં ચીડાં બોકા ચીરીની બાહેર આના ની ઉડીની ઓ ડોસાકૃત જાતા ર,યના.

ડોસા તીલા આખઅ કા માના ટોયા બરુબર.

**ગુજરતી સારાંક્ષ**

ડોસો રોટલો લઇ ટોયો પક્ષીને શોધવા જાય છે. જતાં એક કાબર મળી. કાબર પૂછે છે ડોસા તું કયાં જાય છે. ? તો ડોસો કહે હું ટોયોને શોધવા જઉં છું. એટલે કાબર તેને પૂછયું કે હું તને ન ગમી? તો ડોસો કહે જરા બોલી દેખાડ. એટલે ડોસો તેને કહે છે કે આ તો તું જ ખાઇ જશે. આવું કહી ડોસો આગળ જાય છે. આમ વૈયું અને બુલબુલને પણ ડોસો આ જ જવાબ આપે છે પછી છેલ્લે બાજચકલું બોલ્યું.

ઊંચેથી સરકવું ને નીચે માળો
તેમાં બાજચકલું ટેંહેં ટેંહેં બોલે,

એટલે ડોસાને આ પક્ષી ગમી ગયું. પછી ડોસાના ખેતરને રાખવા માટે બાજચકલું રહે છે. ચોર આવી જુવાર ચોરી લઇ જાય છે. અને બાજચકલુંને પણ મારી ખાય જાય છે. ચોરના પેટમાં પણ બાજચકલું બોલે છે. જુવાર લઇ અને બઇ જશો નહીં, નહીંતર હું ડોસાને કહી દઇશ. પેટ ફાડીને ચકલું બહાર આવ્યું ઊડીને ડોસા પાસે પહોચીં ગયું. ડોસો તેને કહે શાબાશ મારા ટોયા.

## પ્રકિર્ણ સાહિત્ય

### ઉખાણા

કુંકણાઓ નવરાશના સમયે મનોરંજન માટે એકબીજાને ઉખાણા પૂછે છે. ઉખાણામાં અવલોકન, કલ્પના, બુધ્ધિ અને સૃષ્ટિ સાથે ચોટદાર અભિવ્યકિત છે. જુદાજુદા વિષયના ઉખાણાં છે. જેવા કે પશુ- પંખી, વનસ્પતિ,

ખેતી, શરીરના અંગો, માનવક્રિયા.

હાત  નીહી, પાય નીહી,
લોલ્યા બજારલા જાય.                    -પૈસા

ગુજ - હાથ નહી, પગ નહી
લુલો બજારમાં જાય.                    -પૈસા

રાજાને પોટમાં રાની,
રાનીને પોટમાં પાની.                    - નારેળ

ગુજ- રાજાના પેટમાં રાણી,
રાણીના પેટમાં પાણી.                    - નારિયેળ

કાળે ગાયનાં વાસરું સૂટ ત કોનાલાજ નીહીં ધરાયજ.                    - બંદુકના  બાર

ગુજ- કાળી  ગાયનું  વાછરું છુટે તો કોઇથી નહી  પકડાય.                    -  ગોળીબાર






માનષાં રસાં પી જાત અની મસેર ટાકી દેતાહાં. - મોહવાસી દારુ

ગુજ- માણસો રસો પી જાય અને માંસ ફેકી દે છે. - મહુડાનો દારુ

આબુટલા ડવર અગીન પટેવહ અની
ડોસલાં મોઠલા મોઠલા દગળા ટાકહ. - ગાજઈજ

ગુજ- આકાશમાં ડોશો દેવતા સળગાવે અને ડોસી મોટા મોટા પથ્થરો ફેંકે છે. -ગાજવીજ

યેક સેલ ટાકા ત બારા બલ બાંધાત. - વાળુંક્ના યેલ

ગુજ- એક દોરડું ફેકયું તો બાર બળદ બાંધ્યા. - કાકડીનો વેલો

નયને મેરાલા દૂધના ટીવા. -બગ











ગુજ - નદી કિનારે દૂધનું ટીપું. -બગલો

ખળક વર પાની, પાનીમાં યેલ, યેલ વર ફૂલ. - ચીમની

ગુજ - ખડક પર પાણી, પાણીમાં વેલ, વેલ ઉપર ફૂલ. - દિવો

બારીક જ કોંદળામાં કોંબળીબાઈ નાચહ. -જીબ

ગુજ- નાનકડા ગોખલામાં મરઘીબહેન નાચે. -જીભ

મામા બુળહ પન મામાની સાલુ નીહી બુળ. -સાબુના ફેશ

ગુજ - મામા ડૂબી જાય પણ
મામાનો ફેંટો ડૂબતો નથી. -સાબુનુ ફીણ











ઝાળીમાં કાળા દોરા ચાલહ. -મુંગે સી હાર

ગુજ- જંગલમાં કાળો દોરો ચાલે છે. -કીડીઓની કતાર

યેક બારીક જ પોસી ઘર સાસ્વહ. -ટાળાં

ગુજ-નાનકડી છોકરી ઘર સાચવે છે. - તાળું

વાકળી તીકળી કુહુબાઇ,
તીન ડોકયા દાહા પાંય. -આવુત

ગુજ - વાંકી સીધી કોયલબહેન
ત્રણ માથા દસ પગ. -હળ

તારી વર તારી બનવીન
તેવર બીસ હવાલદાર -સિતોળા











ગુજ- તાર પર તાર બનાવીને
તેના પર બેસે હવાલદાર. -કરોળિયો

રાતી ગાય ચાર ખાત જાય,
કાળી ગાય બીસત જાય. -ઝાળી પેટઅતીં

ગુજ-લાલ ગાય ઘાસ ખાતી જાય,
કાળી ગાય બેસતી જાય. -જંગલ બળે તે.

મોઠે ઝાળીમાં દોબળી હિંડતેહેત. -જૂવા

ગુજ - મોટા જંગલમાં ભેંસો ફરે છે. -જૂ

કાળા ખડક ભૂરાં પાની, તેમાં નાચ રંભારાની. -સાસ બનવતર્તી






ગુજ - કાળી ખડક ધોળું પાણી,
તેમાં નાચે રંભારાણી. -છાશ બનાવે તે

બારીક પોસાં રાજાલા પન રળવહ. -મીરચું

ગુજ-નાનું છોકરું રાજાને પણ રડાવે. -મરચું

ઉજળે બંગલીલા દારજ નીહી. -સાકું

ગુજ- સફેદ ઘરને દરવાજો નથી. -ઇંડું

રાત - દિસ ચાલેંજ કરઅ તરી પન તીં ભંગ જ નીહી. -નયનાં પાની

ગુજ - રાત દિવસ ચાલ્યા જ કરે,

તો પણ તે થાકતું નથી. - નદીનું પાણી

કાળા ઘોળા ઉળી ઉળીન દાના ખાય. - મુસળ

ગુજ-કાળો ઘોડો કુદી કુદીને દાણા ખાય. -સાંબેલું

## કહેવતો

કુંકણા સમાજમાં કહેવતોનું સ્થાન રહેલું છે. તેમાં તેમની જીવનશૈલીના આધારે કહેવતોનું સમાવેશ થયેલો છે. તેમાં સામાજિક, સાંસ્કૃતિક, પ્રાકૃતિક બાબતો સાથે જોડાયેલી છે.

૧ આઇસ કરતાં બૂહુ મયા કર, ત તીલા ડગરી સમજુલા.
માં કરતાં વધુ હેત કરે, તો તેને ડાકણ સમજવી

૨ જીન તી જાન, વાંજ કાય જાન ?
પ્રસૂતિની પીડા વાંઝ શું જાણે ?

૩ નવી નવરી નવ દિવસની ચાંદની.
નવી નવરી નવ દિવસની ચાંદની

૪ પોસાં ન ડોસાં વગર ઘર શોભ નીહી.
ઘરડાં અને બાળકો વગર ઘર શોભતું નથી

૫ કુનબીનું મન સેતીમાં.
કણબી (કોકણી)નું મન ખેતીમાં.

૬ ચમારને શરાપલા ઢોર નીહીં મર.
ચમારના શ્રાપથી ઢોર મરતા નથી.

૭ માનઅ તેના દેવ, નીહી ત દગડ.
માને તો દેવ, નહિ તો પથ્થર.

૮ લેવલા દેવલા ત સવસારમાં ચાલહ.
લેવડ -દેવડ તો સંસારમાં ચાલે છે.

૯ જેને સંગ દેવ, તેલા કોનાના ભેવ ?
જેની સાથે દેવ, તેને કોની બીક ?

૧૦ રખડતારામ, જઠ બીસના તઠ મુકામ.
રખડતોરામ, જયાં બેઠો ત્યાં મુકામ

૧૧ કઠ બી ધાંવ, પન પોળસલા તીન જ પાનાં.
ગમે ત્યાં જાઓ, પણ ખાખરાને ત્રણ જ પાન.

૧૨ દોન ઘરનાં પાહનાં ભૂખ મર
બે ઘરનો મહેમાન ભૂખે મરે.

૧૩ કૂતરાની સેમ્ટી વાકડી તી વાકડી.
કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી

૧૪ જીસી કરણી, તીસી ભરણી.
જેવી કરણી તેવી ભરણી.

**રૂઢિપ્રયોગ**

રૂઢિપ્રયોગ એટલે રૂઢ થયેલો શબ્દપ્રયોગ જે લોકમુખમાં રહેલો છે અને થોડાંમાં ઘણું કહી જાય છે. વકતવ્યને અસરકારક બનાવવા શબ્દપ્રયોગની લઢણનો ઉપયોગ થાય છે.

૧. ઢાકાયજેલ રહઅ - ઢંકાયેલું રહેલું
કો.બોરુમાળાનાં ડોંગર ધુવારાં- કન ઢાકાયજેલ રહહ.
ગુજ.બોરુમાળનો ડુંગર ધુમ્મસથી ઢંકાયેલો રહે છે.

૨. દેખાવાયજ નીહી - અદેખાઇ કરવી.
કો. આમને ગાંવનો લોક સાહલા દેખવાયજ નીહી.
ગુજ. અમારા ગામના લોક ખૂબ અદેખાઇ કરે છે.

૩. ઊચલીન ચાલુલી - ઊચલીને ચાલવું.
કો. માલા હોળા ભાર નીહી ઊચલાયજ.
ગુજ. આટલું ભારે વજન મારાથી નહીં ઊચકાય.

૪. કોમાઇજી જાહા - કરમાઇ જવું.
કો. તી બાયકો ભાજીને ગત કોમાઇજી ગય.
ગુજ. તે સ્ત્રી ભાજીની જેમ કરમાઇ ગઇ.

૫. ગોઠવુલા - ઢોરને ટોળામાં બેસાડવા.
કો. ઢોંડે ગોઠવી અની બાળદી માસાં ધરુલા ગ્યા.
ગુજ. ઢોરોને ટોળામાં બેસાડીને ગોવાળ માછલાં પકડવા ગયો.

૬. ઝાળાં પીલવાયનાંત - ઝાડને કૂંપણો ફૂટવી
કો. ખેતમાં ઝાળાં પીલવાયજી ગ્યાંત
ગુજ. ખેતરમાં વૃક્ષોને કૂંપણો ફૂટી છે.

૭. ટેકા દેવલા સાથ સહકાર કે પ્રોત્સાહન આપવું
કો. યેકુનયેરાલા ટેકા દેવલા તાહાંજ જગાયજહ.
ગુજ. એકબીજાને સાથ સહકાર આપીને જીવાય છે.

૮. પૂંજ પાળુંલાં - પૂજા કરવી.
કો. ગાવના લોક ગાંવદેવલા પૂંજ પાળુલા જાતાહા.
ગુજ. ગામના લોકો ગાંમદેવની પૂજા કરવા જાય છે.

**જોક્સ**

(૧) યેક જાગલ્યા અહવાને હોટલમાં નાસતા કરુલા જાહા. નોકરની ભોજેં દીધાંત પન પાની નીહી દીદાં. ભોજેં ખાતાં ખાતાં તેલા ટીખટ લાગનાં. તેને મનમાં ઇસાં કાય પાનીલા ગુજરાતી ભાષામાં વરસાદ સાંગ હવાંત. તો નોકરલા બોલવીન સાંગહ કાય એ ભાઇ યેક લોટા વરસાદ આપ. યી આયકીન અખાં હસી પડતાંહાં.

**ગુજરાતી ભાષાંતર**

બંદપાડાનો જાગલ્યો (વાર તેહવારે બૂમ પાડીને આખા ગામને જણાવે તે વ્યકિત) આહવા હોટલમાં નાસ્તો કરવા જાય છે. નોકરે તેને ભજીયાં આપ્યા પણ પાણી ન આપ્યું. ભજીયાં ખાતાં ખાતાં એને તીખું લાગ્યું, એટલે તે નોકરની સાથે ગુજરાતી ભાષામાં બોલવા જાય છે, એને એવું જ કે ગુજરાતી ભાષામાં પાણીને વરસાદ કહે છે. તો તે નોકરને બૂમ પાડીને કહે છે કે એ ભાઇ એક લોટો વરસાદ આપ. આ સાંભળીને બધાં હસી પડે છે.

*(૨)* ડવર અની ડોસી લેકીસને ઘરઅ પાહનાં જા હતાંત. યેક ગાંવ આનાં તાહાં વાટના દોન ફાટા પડઅ હતાત. નજીક યેક બાયકો ખેતમાં કામ કરઅ હતી. ડવર ડોસીલા સાંગહ, એ ડોસે તે બાઇલા સોદી યે કાય પી વાટ કઠઅ જાહા? ડોસી જઇની બાયકોલા સોદહ, એ બાઇ સાંગ બરેનાં આમી કઠઅ જાયજહન? ડવરની આયકી લીદાં. ડવર સાંગઅ કાય એ ડોસે તું કાય ચકરાયનીહીસ તાહાં ઇસાં સોદહસ ? ડવર અની ડોસીલા હેરીની બાયકો પોકી હસઅ.

**ગુજરાતી ભાષાંતર**

ડોસો અને ડોશી દિકરીનાં ઘરે પરોણાં જતા હતા. એક ગામ આવ્યું તો રસ્તાના બે ફાટાં પડતાં હતા. બાજુના ખેતરમાં એક સ્ત્રી કામ કરતી હતી. ડોસાએ ડોસીને કહ્યું, એ ડોશી પેલી બાઇને પૂછી આવ આ રસ્તો ક્યાં જાય છે? ડોશી પેલી બાઇ પાસે જઇને પૂછે છે, એ બાઇ કહો જોઇએ અમે કયાં જતા છે? આ સાંભળીને ડોસો ડોસીને બોલવા લાગે છે.

(૩ ) યેક ડવર પોકા પીપટયા હતા. રોજ ડોસીલા કાહી ન કાંહી તરી સાંગીન ઝગળઅ. યેક દિસ તો ડોસીલા સાંગઅ, એ ડોસે ગાંવને બાયકા સાહલા હેર ત્યા કીસેક ઘર ચાલવતેહે. ડોસીની બરાબર આયકી લીદાં અને ઇચારી લીદાં કાય ડવરલામાં ઘર ચાલવી દાખવીન. દુસરે દિસ ડવર ઊઠીને ખેતમાં ગ્યા. ડવર ખેતમાસુન યી ન ડોસીલા હેરઅ તાંવ ત ડોસી ઘરમાં નીહી. બાહેર નીંગી અને હેરઅહ તાંવ ત ડોસી ઘર વર ચળી અન બીસી રહનેલ. ડવર સાંગઅ, એ ડોસે તું કાય કરહસ? ડોસી સાંગ, ગાંવને બાયકાસે ગત આતામાં

ઘર ચાલવાહાં.

**ગુજરાતી ભાષાંતર**

ડોસો અને ડોસી ખેતરમાં ઝૂંપડી બનાવીને રહેતા હતાં. ડોસો ગમે ત્યારે ડોસીને બોલ્યા જ કરે. ડોસો કહે, ગામની સ્ત્રીઓ કેવું ઘર ચલાવે છે. તને તો ઘર ચલાવતા આવડતું જ નથી. બીજા દિવસે ડોસો કામે નીકળી જાય છે. ડોસાના આવવાના સમયે ડોસી ઝૂંપડા ઉપર બેસી રહે છે. ડોસો આવીને આમ તેમ જુએ છે. ડોસીને જોઇને કહે ઉપર ચડીને શું કરે છે? ડોસી કહે, ગામની બધી સ્ત્રીઓ ઘર ચલાવે છે, તો હું પણ ઉપર બેસીને ઘર ચલાવું છું.

**માહિતી આપનાર**

(૧) ગાવિત સનપતભાઈ જતર્યાભાઈ, ઉંમર - ૭૦ વર્ષ
ગામ - સાજુપાડા
તા - આહવા
જિ - ડાંગ

(૨) કોંકણી રસિકભાઈ મગનભાઈ, ઉંમર - ૫૦ વર્ષ
ગામ - ધામણદેવી

તા - વ્યારા
જિ - તાપી

(૩) કોંકણી મધુબેન રસિકભાઇ, ઉંમર - ૪૫ વર્ષ
ગામ - ધામણદેવી
તા - વ્યારા
જિ - તાપી

(૪) કોંકણી કોટુભાઇ રડકયાભાઇ, ઉંમર - ૬૦ વર્ષ
ગામ - કરંજખેડ
તા - વ્યારા
જિ - તાપી

(૫) કોંકણી ગુલાબભાઇ મનજીભાઇ, ઉંમર - ૫૫ વર્ષ
ગામ - બજપુર
તા - વ્યારા
જિ - તાપી

(૬) ચૌધરી રંજનબેન રમેશભાઈ, ઉંમર - ૫૦ વર્ષ
ગામ - બંદપાડા

તા - આહવા

જિ - ડાંગ

(૭) ચૌધરી રૂપલબેન સોનુંભાઈ, ઉંમર - ૬૦ વર્ષ

ગામ - બંદપાડા

તા - આહવા

જિ - ડાંગ

(૮) ચૌધરી કાથુડિયાભાઈ રડયાભાઈ, ઉંમર - ૭૦ વર્ષ

ગામ - કાલીબેલ

તા - આહવા

જિ - ડાંગ

(૯) વાઢુ સોમાભાઈ રૂપજીભાઈ, ઉંમર - ૭૦ વર્ષ

ગામ -ધુલદા

તા - આહવા

જિ - ડાંગ

(૧૦) રડિયા મનશુભાઇ ગોંદુભાઇ, ઉંમર - ૬૫ વર્ષ

ગામ - ધાના
તા - આહવા
જિ - ડાંગ

(૧૧) વાઢુ રમેશભાઇ સોમાભાઇ, ઉંમર - ૫૫ વર્ષ
ગામ - ધુલદા
તા - આહવા
જ - ડાંગ

(૧૨) વાઢુ ઝનાબેન રમેશભાઇ
ગામ - ધુલદા
તા - આહવા
જિ - ડાંગ

(૧૩) કોંકણી નગીનભાઇ ઇશ્વરભાઇ
ગામ - કરંજખેડ
તા - વ્યારા
જિ - તાપી

